# ગીતાબોધ

[ શ્રીમદ્ભગવદ્ગીતાનું તાત્પર્ય ]

મોહનદાસ કરમચંદ ગાંધી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ



પહેલી આવૃત્તિ, ૧૯૩૦
પુનર્મુદ્રણ નવેમ્બર, ૧૯૪૦

દોઢ આનો  પ્રત ૧૦,૦૨૦

# ભૂમિકા

"...આશ્રમમાં પળાતાં વ્રતો વિષે, યજ્ઞ વિષે અને વ્રતની આવશ્યકતા વિષે આપણે વિચારી ગયા.* હવે જે પુસ્તકનું આપણે દર પખવાડિયે રોજ થોડું કરીને એક પારાયણ કરીએ છીએ ને મનન કરીએ છીએ, જેને આપણે સારુ આધ્યાત્મિક દીવાદાંડીરૂપ કરી મૂક્યું છે, તેને હું જેમ સમજ્યો છું તેમ વિચારી જવા ઇચ્છું છું. આવો વિચાર એક કાગળ ઉપરથી તો પહેલાં આવ્યો જ હતો. પણ ગયે અઠવાડિયે ભાઈ...ના કાગળે મારી પાસે નિશ્ચય કરાવ્યો. તે લખે છે કે, તે 'અનાસક્તિયોગ' વાંચે છે પણ સમજવામાં મુશ્કેલી બહુ પડે છે. સહુ સમજે એવી ભાષામાં અર્થ મૂકવાનો પ્રયત્ન કરતાં છતાં, શબ્દશઃ અનુવાદ આપતાં સમજવામાં મુશ્કેલી તો રહી જ છે. વિષય જ જ્યાં મુશ્કેલ હોય

---

* 'મંગળપ્રભાત' એ નામથી આ પત્રો પ્રસિદ્ધ થયા છે.

ત્યાં સહેલી ભાષા શું કરી શકે? એટલે હવે વિષયને જ સહેલી રીતે મૂકવાનો પ્રયત્ન કરવા ધારું છું. જે વસ્તુનો આપણે હાલતાં ને ચાલતાં ઉપયોગ કરવા ઇચ્છીએ, જેની સહાયથી આપણી બધી અંતરની ગૂંચો ઉકેલવા પ્રયત્ન કરીએ છીએ, તે ગ્રંથ જેટલી રીતે, જેવી રીતે સમજાય તેવી રીતે સમજીએ ને વારે વારે તેનું મનન કરીએ, તો છેવટે આપણે તે-મય થઈ શકીએ. હું તો મારી બધી મુશ્કેલીઓમાં ગીતામાતા પાસે દોડી જાઉં છું ને આજ લગી આશ્વાસન મેળવી શક્યો છું. તેથી જેઓ તેમાંથી આશ્વાસન મેળવનારા છે તેમને કદાચ, જે રીતે હું તે રોજ રોજ સમજતો જાઉં છું, તે રીત જાણતાં કંઈક વધારે મદદ મળે અથવા તેઓ નવું જ કંઈ ભાળે એ અસંભવિત નથી.”

તા. ૪–૧૧–’૩૦
યરોડા જેલ

# પ્રાસ્તાવિક

ગીતાજી એ મહાભારતનો એક નાનકડો વિભાગ છે. મહાભારત ઐતિહાસિક ગ્રંથ ગણાય છે, પણ આપણે મન મહાભારત અને રામાયણ ઐતિહાસિક ગ્રંથ નથી પણ ધર્મગ્રંથ છે. અથવા તેને ઇતિહાસ કહીએ તો તે આત્માનો ઇતિહાસ છે. અને તે હજારો વર્ષ પૂર્વે શું થયું તેનું વર્ણન નથી, પણ આજે પ્રત્યેક મનુષ્યદેહમાં શું ચાલી રહ્યું છે તેનો ચિતાર છે. મહાભારત અને રામાયણ બંનેમાં દેવ અને અસુરની—રામ અને રાવણની—વચ્ચે રોજ ચાલતી લડાઈનું વર્ણન છે. આવા વર્ણનમાં ગીતા એ કૃષ્ણ અર્જુન વચ્ચેનો સંવાદ છે. તે સંવાદનું વર્ણન અંધ ધૃતરાષ્ટ્રની પાસે સંજય કરે છે. ગીતા એટલે ગવાયેલી. આમાં ઉપનિષદ અધ્યાહાર છે. એટલે આખો અર્થ ગવાયેલી ઉપનિષદ થયો. ઉપનિષદ એટલે જ્ઞાન—બોધ. એટલે ગીતાનો અર્થ શ્રીકૃષ્ણે અર્જુનને આપેલો બોધ

એમ થયો. આપણે એમ સમજીને ગીતા વાંચવી ઘટે કે, આપણા દેહમાં અંતર્યામી શ્રીકૃષ્ણ–ભગવાન –આજે બિરાજે છે, ને જ્યારે જિજ્ઞાસુ અર્જુનરૂપે થઈને ધર્મસંકટમાં અંતર્યામી ભગવાનને પૂછીએ, તેનું શરણ લઈએ, ત્યારે તે આપણને આપવા તૈયાર જ છે. આપણે સૂતા છીએ. અંતર્યામી તો નિત્ય જાગતો છે. આપણામાં જિજ્ઞાસા થાય તેની તે વાટ જોઈ બેઠો છે. પણ આપણને તો સવાલ પૂછતાં નથી આવડતા, સવાલ પૂછવાનું મન પણ નથી થતું. તેથી ગીતા જેવા પુસ્તકનું રોજ ધ્યાન ધરીએ છીએ. તેનું મનન કરતાં કરતાં આપણામાં ધર્મજિજ્ઞાસા પેદા કરવા ઇચ્છીએ છીએ, સવાલ પૂછતાં શીખવા ઇચ્છીએ છીએ, અને જ્યારે જ્યારે ભીડમાં આવીએ ત્યારે આપણી ભીડ મટાડવા આપણે ગીતાની પાસે દોડી જઈએ છીએ ને તેની પાસેથી આશ્વાસન લઈએ છીએ. આ દૃષ્ટિએ ગીતા વાંચવાની છે. તે આપણને સદ્‌ગુરુ-રૂપે છે, માતારૂપે છે, ને આપણે વિશ્વાસ રાખવો ઘટે છે કે તેના ખોળામાં માથું મૂકવાથી આપણે સહીસલામત રહીશું. ગીતાની પાસેથી આપણી

બધી ધર્મની ગૂંચો ઉકેલાવશું. આમ જે રોજ ગીતાનું મનન કરશે તેને તેમાંથી રોજ નવો આનંદ મળશે, નવા અર્થો મળશે. એવી એક પણ ધર્મની ગૂંચવણ નથી કે જેનો ઉકેલ ગીતા ન કરી શકે. આપણી ઓછી શ્રદ્ધાને લીધે આપણને તે વાંચતાં સમજતાં ન આવડે તે જુદી વાત છે. પણ આપણી શ્રદ્ધા રોજ વધતી જાય, આપણે સાવધાન રહીએ, તેથી ગીતાનું પારાયણ કરીએ છીએ. આમ ગીતાનું મનન કરતાં જે કાંઈ અર્થ મને તેમાંથી મળ્યો છે ને હજુ મળતો આવે છે તેનો સાર આશ્રમવાસીઓની મદદને સારુ અહીં આપું છું.

તા. ૧૧-૧૧-’૩૦

યરોડા જેલ

# અનુક્રમણિકા


ભૂમિકા . . . ૩

પ્રાસ્તાવિક . . . ૫

૧. અધ્યાય ૧૨મો . . . ૧

૨. અધ્યાય ૧લો . . . ૭

૩. અધ્યાય ૨જો . . . ૧૧

૪. અધ્યાય ૩જો . . . ૨૦

૫. અધ્યાય ૪થો . . . ૩૨

૬. યજ્ઞ–૧ . . . ૩૮

૭. યજ્ઞ–૨ . . . ૪૩

૮. યજ્ઞ–૩ . . . ૪૯

૯. અધ્યાય ૫મો . . . ૫૫

૧૦. અધ્યાય ૬ઠ્ઠો . . . ૬૨

૧૧. અધ્યાય ૭મો . . . ૬૯

૧૨. અધ્યાય ૮મો . . . ૭૪

૧૩. અધ્યાય ૯મો . . . ૭૯

૧૪. અધ્યાય ૧૦મો . . . ૮૬

૧૫. અધ્યાય ૧૧મો . . . ૯૦

૧૬. અધ્યાય ૧૩મો . . . ૯૬

૧૭. અધ્યાય ૧૪મો . . . ૧૦૧

૧૮. અધ્યાય ૧૫મો . . . ૧૦૬

૧૯. અધ્યાય ૧૬મો . . . ૧૧૦

૨૦. અધ્યાય ૧૭મો . . . ૧૧૪

૨૧. અધ્યાય ૧૮મો . . . ૧૧૮

# અધ્યાય ૧૨ મો

તા. ૪-૧૧-'૩૦
મંગળપ્રભાત

આજ તો બારમા અધ્યાયનો સાર આપવા ધારું છું. એ ભક્તિયોગ છે. વિવાહપ્રસંગે દંપતીને પાંચ યજ્ઞોમાં આ પણ એક યજ્ઞરૂપે કંઠ કરી મનન કરવાનું તેઓને કહીએ છીએ. ભક્તિ વિના જ્ઞાન ને કર્મ સૂકાં છે ને બંધનરૂપ નીવડવાનો સંભવ છે એટલે ભક્તિમય થઈને ગીતાનું આ મનન આદરીએ.

અર્જુન ભગવાનને પૂછે છે: સાકારને પૂજનારા અને નિરાકારને પૂજનારા ભક્તોમાં વધારે સારા કોણ? આ પ્રશ્નનો જવાબ આપતાં ભગવાન કહે છે: જેઓ મારા સાકાર રૂપનું શ્રદ્ધાપૂર્વક મનન કરે છે, તેમાં લીન થાય છે તે

શ્રદ્ધાળુ મારા ભક્ત છે. પણ જેઓ નિરાકાર તત્ત્વને ભજે છે અને તેને ભજવા સારુ જેઓ ઇંદ્રિયો માત્રનો સંયમ કરે છે, બધા જીવો પ્રત્યે સમભાવ રાખે છે, તેમની સેવા કરે છે, કોઈને ઊંચ નીચ નથી ગણતા તેઓ પણ મને પામે છે. એટલે બેમાં શ્રેષ્ઠ અમુક એમ ન કહેવાય. પણ નિરાકારની ભક્તિ શરીરધારીથી સંપૂર્ણ રીતે થવી અશક્ય ગણાય, નિરાકાર એ નિર્ગુણ છે એટલે માણસની કલ્પનાથી પણ પર છે. તેથી સહુ દેહધારી જાણેઅજાણે સાકારના જ ભક્ત છે. એટલે તું તો મારા સાકાર વિશ્વરૂપમાં જ તારું મન પરોવી દે, બધું તેની પાસે ધરી દે. પણ એ ન કરી શકાય તો ચિત્તના વિકારોને રોકવાનો અભ્યાસ પાડ, એટલે યમ-નિયમાદિનું પાલન કરી પ્રાણાયામઆસનાદિની મદદ લઈ મન ઉપર કાબૂ મેળવ. આમ પણ ન કરી શકતો હોય તો જે કંઈ કરે તે મારે જ સારુ કરે છે એવી ધારણાથી તારાં બધાં કામ કર; એટલે તારો મોહ, તારી મમતા મોળાં

પડશે ને તેમ તેમ તું નિર્મળ—શુદ્ધ થતો જઈશ ને તારામાં ભક્તિરસ આવશે. આ પણ ન થઈ શકે તો કર્મમાત્રના ફળનો ત્યાગ કરી દે, એટલે કે ફળની ઇચ્છા છોડી દે. તારે ભાગે જે કામ આવી પડ્યું એ કર્યાં કર. ફળનો સ્વામી માણસ થઈ જ નથી શકતો. ફળ ઉપજાવવામાં ઘણાં અંગો ભેળાં થાય ત્યારે તે ઊપજે છે, એટલે તું નિમિત્તમાત્ર જ થઈ જા. આ ચાર રીત મેં બતાવી તેમાં ચડતી ઊતરતી કોઈ છે એમ ન સમજ. એમાંની જે ફાવે તેથી તું ભક્તિનો રસ લઈ લે. એવું લાગે છે કે ઉપર જે યમ નિયમ પ્રાણાયામ આસનાદિનો માર્ગ બતાવ્યો તેના કરતાં શ્રવણ મનન આદિ જ્ઞાન-માર્ગ સહેલો હોય, તેના કરતાં ઉપાસનારૂપ ધ્યાન સહેલું હોય, ને ધ્યાન કરતાં વળી કર્મફળત્યાગ સહેલો હોય, બધાને સારુ એક જ વસ્તુ સરખી રીતે સહેલી નથી હોતી. ને કોઈને તો બધા માર્ગો લેવા પડે છે. તે એક-બીજામાં ભળેલા તો છે જ. જ્યાં ત્યાંથી તારે

તો ભક્ત થવું છે. જે માર્ગે ભક્તિ સધાય તે માર્ગે તે સાધી લે. ભક્ત કોને કહેવાય એ હું તો તને કહી દઉં. ભક્ત કોઈનો દ્વેષ ન કરે, કોઈના પ્રત્યે વેરભાવ ન રાખે, જીવમાત્ર સાથે મૈત્રી રાખે, જીવમાત્ર પ્રત્યે કરુણા કેળવે, આમ કરવા સારુ મમતા મેલે, પોતે મટી શૂન્યવત્ થઈ જાય. દુઃખ સુખ સરખાં ગણે, કોઈ દોષ કરે તેને ક્ષમા આપે (એમ જાણીને કે પોતે પોતાના દોષો સારુ જગત પાસે ક્ષમાનો ભૂખ્યો છે), સંતોષી રહે, પોતાના શુભ નિશ્ચયોમાંથી કદી ડગે નહિ, મન બુદ્ધિથી માંડીને બધું મને અર્પે. એનાથી લોકોને ઉદ્વેગ ન થાય, તેઓ ન ડરે, તે પોતે લોકોથી ન દુઃખ માને કે ડરે. મારો ભક્ત હર્ષ શોક ભય વગેરેથી મુક્ત હોય, તેને કશા પ્રકારની ઇચ્છા ન હોય, તે પવિત્ર હોય, કુશળ હોય; તેણે મોટા મોટા આરંભો છોડ્યા હોય, નિશ્ચયમાં દૃઢ રહેતો છતો શુભ અને અશુભ પરિણામ બંનેનો તે ત્યાગ કરે, એટલે કે તેને વિષે નિશ્ચિંત રહે. તેને શત્રુ કોણ ને

મિત્ર કોણ? તેને માન શું અપમાન શું? એ તો મૌન ધારણ કરી જે મળ્યું તેથી સંતોષ પામી એકલો હોય નહિ એમ રહી વિચરે અને બધી સ્થિતિમાં સ્થિર થઈ રહે. આ પ્રમાણે જે શ્રદ્ધાવાન થઈને વર્તે તે મારા પ્રિય ભક્ત છે.

**નોંધ :**

પ્રશ્ન : ભક્ત આરંભ નહિ કરે એટલે શું તે એકાદ દૃષ્ટાન્તથી સમજાવશો?

ઉત્તર : ભક્ત આરંભ નહિ કરે એટલે કે કોઈ પણ વ્યવસાયના તેણે ઘાટ નહિ ઘડ્યા હોય. વેપારી હોઈ આજે કાપડનો વેપાર કરે છે તો આવતી કાલે લાકડાંનો ઉમેરવાનો ઉદ્યમ કરે અથવા કાપડના વેપારમાં જ આજે એક દુકાન છે કાલે બીજી પાંચ કાઢીને બેસે એનું નામ આરંભ. ભક્ત તેમાં ન પડે. આ નિયમ સેવાકાર્યમાં પણ લાગુ પડે છે. આજે ખાદી મારફતે કરે છે તો કાલે ગાય મારફતે, પરમ દિવસે ખેતી મારફતે ને ચોથે દિવસે દાકતરી

મારફતે, એમ સેવક પણ પછાડા ન મારે. તેને ભાગે જે આવે તે પૂરી રીતે કરી છૂટે. જ્યાં 'હું' ગયો ત્યાં 'મારે' શું કરવાનું હોય? 'સૂતરને તાંતણે મને હરજીએ બાંધી જેમ તાણે તેમ તેમની રે મને લાગી કટારી પ્રેમની.' ભક્તના સર્વ આરંભ ભગવાન રચે છે. તેનાં બધાં કર્મ પ્રવાહપ્રાપ્ત હોય તેથી તે 'संतुष्टो येनकेनचित्' રહે. સર્વારંભત્યાગનો પણ આ જ અર્થ છે. સર્વારંભ એટલે સર્વ પ્રવૃત્તિ કે કાર્ય નહિ પણ તે કરવાના વિચારો, ઘોડા ઘડવા. તેનો ત્યાગ એટલે તે આરંભો ન કરવા, ઘોડા ઘડવાની ટેવ હોય તો છોડી દેવી. 'इदमद्य मया लब्धं इमं प्राप्स्यं मनोरथम्' આ આરંભ ત્યાગથી ઊલટો છે. આમાં મને લાગે છે કે તમારે પૂછવાનું બધું સમાઈ જાય છે. બાકી રહ્યું હોય તો પૂછજો.

# અધ્યાય ૧ લો

તા. ૧૧-૧૧-'૩૦

મંગળપ્રભાત

જ્યારે પાંડવ કૌરવ પોતાની સેના લઈને લડાઈના મેદાન કુરુક્ષેત્રમાં આવી ઊભા ત્યારે કૌરવોનો રાજા દુર્યોધન દ્રોણાચાર્યની પાસે બન્નેના મુખ્ય લડવૈયાનું વર્ણન કરે છે. લડાઈની તૈયારી થતાં બન્નેના શંખ વાગે છે ને શ્રીકૃષ્ણભગવાન જે અર્જુનનો રથ હાંકનાર છે તે તેના રથને બંને લશ્કર વચ્ચે લાવે છે. આ જોઈ અર્જુન ગભરાય છે ને શ્રીકૃષ્ણને કહે છે: મારાથી આની સામે કેમ લડાય? પરાયાંની સાથે લડવાનું હોય તો તો હું હમણાં લડી દઉં પણ આ તો સ્વજન છે, મારાં જ છે. કૌરવ

કોણ ને પાંડવ કોણ? એ તો કાકા કાકાના. અમે સાથે ઊછર્યાં. દ્રોણ તે કૌરવના જ આચાર્ય થોડા છે? અમને પણ તેમણે જ બધી વિદ્યા શીખવી. ભીષ્મ તો અમારા બધાના વડીલ છે. તેની સાથે લડાઈ કેવી? ખરું છે કે કૌરવો આતતાયી છે. તેમણે ઘણાં દુષ્ટ કર્મો કર્યાં છે, અન્યાય કર્યો છે, પાંડવોની જમીન છીનવી લીધી છે, દ્રૌપદી જેવી મહાસતીનું અપમાન કર્યું છે; એ બધો એમનો દોષ ખરો. પણ એમને મારીને મારે ક્યાં જવું? એ તો મૂઢ છે એમના જેવો હું કેમ થાઉં? મને તો કંઈક જ્ઞાન છે, સારાસારનો વિવેક છે. તેથી મારે જાણવું જોઈએ કે સગાંઓની સાથે લડવામાં પાપ છે. ભલે તેઓ પાંડવનો ભાગ પચાવી બેઠા, ભલે તેઓ અમને મારી નાખે પણ અમારાથી તેમની સામે હાથ કેમ ઉગામાય? હે કૃષ્ણ, હું તો આ સગાંવહાલાંની સામે નહિ લડું. એમ કહી તમ્મર ખાઈને અર્જુન પોતાના રથમાં પડ્યો.

આમ આ પહેલો અધ્યાય પૂરો થાય છે. તેનું નામ અર્જુનવિષાદયોગ છે. વિષાદ એટલે દુઃખ. જેવું દુઃખ અર્જુનને થયું તેવું આપણને બધાંને થવું જોઈએ. ધર્મવેદના, ધર્મજિજ્ઞાસા વિના જ્ઞાન મળે નહિ. જેના મનમાં સારું શું ને માઠું શું એ જાણવાની ઇચ્છા સરખી ન થાય તેની પાસે ધર્મવાતો શી? કુરુક્ષેત્રની લડાઈ એ નિમિત્તમાત્ર છે અથવા ખરું કુરુક્ષેત્ર આપણું શરીર છે. તે કુરુક્ષેત્ર છે તેમ જ ધર્મક્ષેત્ર છે. જો તેને આપણે ઈશ્વરનું નિવાસ-સ્થાન માનીએ ને કરીએ તો તે ધર્મક્ષેત્ર છે. તે ક્ષેત્રમાં આપણી સામે રોજ કંઈ ને કંઈ લડાઈ હોય છે અને આવી ઘણીખરી લડાઈ આ મારું ને આ તારું એમાંથી થાય છે, સ્વજન પરજનના ભેદમાંથી આવી લડાઈ થાય છે. એટલે જ ભગવાન અર્જુનને કહેવાના છે કે અધર્મમાત્રનું મૂળ રાગદ્વેષ છે. 'મારું' માન્યું તેમાં રાગ ઉત્પન્ન થયો, 'પારકાનું' માન્યું એટલે દ્વેષ ઉત્પન્ન થયો —વેરભાવ થયો, તેથી 'મારું તારું' નો ભેદ

ભૂલવો ઘટે છે એટલે રાગદ્વેષ છોડવા ઘટે છે એમ ગીતા અને બધા ધર્મગ્રંથો પોકારી પોકારીને કહે છે. એ કહેવું એક વાત છે એ પ્રમાણે કરવું નોખી વાત છે. ગીતા એ પ્રમાણે કરવાનું પણ આપણને શીખવે છે. એ કેમ તે આપણે સમજવાનો પ્રયત્ન કરીશું.

## અધ્યાય ૨ જો

તા૰ ૧૭-૧૧-'૩૦
સોમપ્રભાત

જ્યારે અર્જુન કંઈક સ્વસ્થ થયો ત્યારે ભગવાને તેને ઠપકો દીધો ને કહ્યું, આવો મોહ તને ક્યાંથી? એ તારા જેવા વીર પુરુષને છાજતો નથી. પણ અર્જુનનો મોહ એમ ટળે તેમ ન હતું. તેણે લડવાની ના પાડી ને કહે, આ સગાંસાઈ વડીલ જનને મારીને મારે રાજપાટ તો શું સ્વર્ગનું સુખ પણ ન જોઈએ. હું તો મૂંઝાઈ પડ્યો છું, આ ટાણે ધર્મ શું છે એની કંઈ ખબર નથી પડતી, તમારે શરણે છું; મને ધર્મ સમજાવો.

આમ અર્જુનને ખૂબ મૂંઝાયેલો ને જાણવાની ઇચ્છાવાળો જોઈ ભગવાનને દયા

આવી ને તેને સમજાવવા લાગ્યા: તું નકામો દુ:ખી થાય છે ને વગર સમજ્યે જ્ઞાનની વાતો કરે છે. દેહ અને દેહમાં રહેતા આત્માનો ભેદ જ ભૂલી ગયો જણાય છે. દેહ મરે છે, આત્મા નથી મરતો. દેહ તો જન્મથી જ નાશવંત છે, દેહમાં જુવાની અને ઘડપણ આવે છે, તેમ તેનો નાશ પણ છે. દેહનો નાશ થતાં દેહીનો નાશ કદી થતો નથી. દેહનો જન્મ છે, આત્માનો જન્મ નથી. આત્મા તો અજન્મ છે. તેને વધઘટ નથી, તે તો હમેશ હતો, આજે છે ને હવે પછી રહેવાનો જ છે. એટલે તું શાનો શોક કરે છે? તારો શોક જ તારા મોહમાં રહેલો છે. આ કૌરવાદિને તું તારા માને છે એટલે તને મમતા થઈ છે, પણ તું સમજ કે જે દેહને વિષે તને મમત્વ છે તેનો તો નાશ જ છે. તેમાં રહેનારા જીવોનો વિચાર કરે તો તુરત સમજે કે તેનો નાશ કરવા કોઈ સમર્થ નથી. તેને નથી અગ્નિ બાળી શકતો, નથી પાણીમાં તે ડૂબી શકતો, નથી વાયુ તેને સૂકવી

શકતો. વળી તું તારો ધર્મ વિચારી જો. તું તો ક્ષત્રી છે. તારી પાછળ આ લશ્કર એકઠું થયું છે. હવે તું કાયર થાય તેથી તો તું ઇચ્છે છે તેના કરતાં ઊલટું પરિણામ આવશે ને તારી હાંસી થશે. આજ લગી તારી ગણતરી બહાદુરમાં થઈ છે. હવે જો તું અધવચમાં લડાઈ મેલી દે તો તું કાયર થઈને ભાગ્યો એમ કહેવાશે. જો ભાગવું એ ધર્મ હોય તો લોકનિંદાની કંઈ હરકત નથી, પણ અહીં તો તું ભાગે તો અધર્મ થાય ને લોકનિંદા યોગ્ય જ ગણાય એવો બેવડો દોષ આવે.

આ તો મેં તારી પાસે બુદ્ધિની દલીલ કરી, આત્મા અને દેહનો ભેદ બતાવ્યો ને તારા કુળ-ધર્મનું તને ભાન કરાવ્યું. પણ હવે તને હું કર્મયોગની વાત સમજાવું. એ યોગ આચરનારને નુકસાન થાય જ નહિ. એમાં તર્કની વાત નથી, એમાં તો આચરણની, કરીને અનુભવ લેવાની વાત છે. અને એ તો પ્રસિદ્ધ અનુભવ છે કે હજારો મણ તર્ક કરતાં એક

અધોળ પણ આચરણ ચડી જાય. એ આચ-રણમાં પણ જો સારા માઠા પરિણામનો તર્ક ભળે તો તે દૂષિત થઈ જાય. પરિણામનો વિચાર કરતાં જ બુદ્ધિ મેલી થાય છે. વેદિયા માણસો કર્મકાંડમાં પડી અનેક જાતનાં ફળ મેળવવાને સારુ અનેક ક્રિયાઓ આદરી બેસે છે. એકથી ફળ ન મળ્યું તો બીજું કરવા દોડે છે. વળી કોઈ ત્રીજું બતાવે તો તે કરવા મથે છે ને આમ કરતાં તેમની મતિ ડહોળાઈ જાય છે. વાસ્તવિક રીતે મનુષ્યનો ધર્મ ફળનો વિચાર કર્યા વિના કર્તવ્યકર્મ કર્યે જવાનો છે. અત્યારે આ યુદ્ધ તારું કર્તવ્ય છે એ પૂરું કરવું એ તારો ધર્મ છે. લાભહાનિ, હારજીત એ તારા હાથમાં નથી. તું ગાડાના કૂતરાની જેમ એનો ભાર શાને ઉપાડે છે? હારજીત, ટાઢતડકો, સુખદુઃખ દેહીની પાછળ પડ્યાં જ છે; તેમને માણસે સહન કરવાં ઘટે છે. ગમે તે પરિણામ આવે તેને વિષે નિશ્ચિંત રહી, સમતા રાખી માણસે પોતાના કર્તવ્યમાં તન્મય થવું ઘટે છે.

આનું નામ યોગ છે ને એમાં જ કર્મકુશળતા છે. એટલે કાર્યની સિદ્ધિ કાર્ય કરવામાં રહી છે તેના પરિણામમાં નહિ. તું સ્વસ્થ થઈ જા, ફળનું અભિમાન છોડી દે ને કર્તવ્યનું પાલન કર.

આ સાંભળીને અર્જુન પૂછે છે: આ તો મારા ગજા ઉપરાંત લાગે છે. હારજીતનો વિચાર છોડવો, પરિણામનો વિચાર જ ન કરવો એવી સમતા, એવી સ્થિર બુદ્ધિ કેમ આવી શકે? એવી સ્થિર બુદ્ધિવાળા કેવા હોય, એ કેમ ઓળખાય એ મને સમજાવો.

ત્યારે ભગવાને જવાબ આપ્યો —

હે રાજા! જે મનુષ્યે પોતાની કામના-માત્રનો ત્યાગ કર્યો છે ને પોતાના અંતરમાંથી જ સંતોષ મેળવે છે તે સ્થિરચિત્ત, સ્થિતપ્રજ્ઞ, સ્થિરબુદ્ધિ કે સમાધિસ્થ કહેવાય. એવો મનુષ્ય દુઃખથી દુઃખી નહિ થાય, સુખથી ફુલાઈ નહિ જાય. સુખદુઃખાદિ પાંચ ઇન્દ્રિયોના વિષયો છે. તેથી એવો ડાહ્યો માણસ કાચબાની જેમ

પોતાની ઇન્દ્રિયોને સમેટી લે છે. પણ કાચબો તો જ્યારે જ્યારે કોઈ દુશ્મન જુએ છે ત્યારે પોતાનાં અંગ ઢાલની નીચે સમેટે છે; જ્યારે મનુષ્યની ઇન્દ્રિયો ઉપર વિષયો રોજ ચડાઈ કરવા ઊભા જ છે એટલે તેણે તો હમેશાં ઇંદ્રિયોને સમેટી રાખી પોતે ઢાલરૂપ થઈ વિષયોની સામે લડવાનું છે. આ ખરું યુદ્ધ છે. કોઈ તો વિષયોને વારવા સારુ દેહદમન કરે છે, ઉપવાસ કરે છે. એ ઠીક છે. ઉપવાસ હોય ત્યાં લગી ઇંદ્રિયો વિષય ભણી નથી દોડતી, પણ એકલા ઉપવાસથી રસ સુકાઈ નથી જતા. ઉપવાસ છોડતાં એ તો વળી વધી પણ પડે. રસને કાઢવા સારુ તો ઈશ્વરપ્રસાદ જોઈએ. ઇંદ્રિયો તો એવી બળવાન છે કે તે મનુષ્યને તે સાવધાન ન રહે તો બળાત્કારે ઘસડી જાય છે. અને તેથી માણસે ઇંદ્રિયોને હમેશાં પોતાના તાબામાં રાખવી જોઈએ. પણ તે તો જ્યારે તે ઈશ્વરનું ધ્યાન ધરે, અંતર્મુખ થાય, હૃદયમાં રહેલા અંતર્યામીને ઓળખે, તેની

ભક્તિ કરે ત્યારે બને. આમ જે માણસ મારામાં પરાયણ થઈને અને રહીને પોતાની ઇંદ્રિયોને વશમાં રાખે છે તે સ્થિરબુદ્ધિ યોગી કહેવાય. એમ જે નથી કરતો તેના હાલ કેવા થાય છે એ પણ કહું. ઇંદ્રિયો જેની સ્વતંત્રપણે વર્તે છે તે રોજ વિષયોનું ધ્યાન ધરે છે. એટલે પછી તેને તેની લગની લાગે છે, એ વિના બીજું સૂઝતું જ નથી, એવી લગનીમાંથી એને કામ ઉત્પન્ન થાય છે. પછી તે પુરાય નહિ એટલે તેને ક્રોધ આવે છે. ક્રોધાતુર અરધો ગાંડા જેવો તો બને જ છે; તેને પોતાનું ભાન નથી રહેતું, એટલે સ્મરણ ન રહેતાં આમ તેમ બકે છે ને વર્તે છે એવા માણસનો છેવટે નાશ ન થાય તો શું થાય? જેની ઇન્દ્રિયો આમ ભમે છે તેની સ્થિતિ સુકાન વિનાના વહાણ જેવી થઈ જાય છે. ગમે તે વાયુ વહાણને જયાં ત્યાં ઘસડી જાય છે ને છેવટે કોઈ ભેખડ ઉપર ચડી વહાણના ભૂકા થઈ જાય છે. તેવા હાલ જેની ઇન્દ્રિયો ભટકયા કરે છે તેના થાય છે. તેથી

માણસે કામનાઓને છોડવી ઘટે છે, ઇંદ્રિયો ઉપર કાબૂ રાખવો ઘટે છે. એટલે ઇંદ્રિયો ન કરવાનું નહિ કરે, આંખ સીધી રહેશે, પવિત્ર વસ્તુ જ ભાળશે, કાન ભગવદ્‌ભજન સાંભળશે કે દુઃખીનો અવાજ સાંભળશે, હાથપગ સેવાકાર્યમાં રોકાયા રહેશે અને એ સહુ ઇન્દ્રિયો મનુષ્યના કર્તવ્ય-કાર્યમાં જ પરોવાયેલી રહેશે ને તેમાંથી ઈશ્વરપ્રસાદી મળશે. જ્યારે તે પ્રસાદી મળી ત્યારે બધાં દુઃખો ગયાં એમ જાણવું. સૂર્યની સમક્ષ જેમ બરફ પીગળી જાય છે તેમ ઈશ્વર-પ્રસાદીના તેજથી દુઃખમાત્ર ભાગી જાય છે, અને આવો માણસ તે સ્થિરબુદ્ધિ કહેવાય. પણ જેનો બુદ્ધિ સ્થિર નથી તેને સારી ભાવના કયાંથી? જેને સારી ભાવના નથી તેને શાન્તિ કયાંથી? જ્યાં શાંતિ નથી ત્યાં સુખ કયાંથી? સ્થિરબુદ્ધિ માણસને જ્યાં દીવા જેવું ચોખ્ખું દેખાય છે ત્યાં અસ્થિર મનવાળા, દુનિયાની ધમાલમાં પડેલા જોઈ જ શકતા નથી; ને જે આવા ધમાલિયાને ચોખ્ખા જેવું

લાગે છે તે સમાધિસ્થ યોગી સ્પષ્ટ રીતે મેલું જોઈ જાય છે ને તે તરફ નજર સરખીયે કરતો નથી. આવા યોગીની તો એવી સ્થિતિ હોય છે કે નદીનાળાંનાં પાણી જેમ સમુદ્રમાં શમી જાય છે તેમ વિષયો માત્ર આ સમુદ્રરૂપ યોગીમાં શમી જાય છે. અને એવો માણસ સમુદ્રની જેમ હમેશાં શાંત રહે છે. તેથી જે માણસ સર્વ કામનાઓ તજી, નિરહંકાર થઈ, મમતા છોડી, તટસ્થપણે વર્તે છે તે શાંતિ પામે છે. આ ઈશ્વરપ્રાપ્તિની સ્થિતિ છે અને એવી સ્થિતિ જેને મરણ પર્યંત ટકે છે તે મોક્ષ પામે છે.

# અધ્યાય ૩ જો

તા. ૨૪-૧૧-'૩૦
સોમપ્રભાત

સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ સાંભળીને અર્જુનને એમ થયું કે માણસે શાંત થઈને બેઠા રહેવું જોઈએ. એના લક્ષણમાં કર્મનું તો નામ સરખુંયે તેણે ન સાંભળ્યું. તેથી ભગવાનને પૂછ્યું: કર્મ કરતાં જ્ઞાન વધારે એમ તમારા બોલ ઉપરથી લાગે છે તેથી મારી બુદ્ધિ મૂંઝાય છે. જો જ્ઞાન સારું હોય તો મને ઘોર કર્મમાં કેમ ઉતારો છો? મને ચોખ્ખું કહો કે મારું ભલું શેમાં છે.

ત્યારે ભગવાને ઉત્તર આપ્યો:

હે પાપરહિત અર્જુન! અસલથી જ આ જગતમાં બે માર્ગ ચાલતા આવ્યા છે, એકમાં

જ્ઞાનને પ્રધાન પદ છે ને બીજામાં કર્મને. પણ તું જ જોઈ શકશે કે કર્મ વિના મનુષ્ય અ-કર્મી થઈ ન શકે, કર્મ વિના જ્ઞાન આવે જ નહિ. બધું છોડીને માણસ બેસી જાય તેથી તે સિદ્ધ પુરુષ થઈ ગયો એમ ન કહેવાય. તું જુએ છે કે હરકોઈ માણસ કંઈક ને કંઈક કર્મ તો કરે જ છે. તેનો સ્વભાવ જ તેની પાસે કંઈક કરાવશે. આમ જગતનો કાયદો હોવા છતાં જે માણસ હાથ પગ ઝાલી બેઠો રહે ને મનમાં અનેક જાતના ઘોડા ઘડ્યા કરે તે મૂરખમાં ખપે ને મિથ્યાચારી પણ ગણાય. તેના કરતાં સારું તો એ જ નથી કે ઇંદ્રિયોને વશમાં રાખીને રાગદ્વેષ છોડી, ધાંધલ વિના, આસક્તિ વિના એટલે અનાસક્ત રહી હાથે પગે કંઈકે કર્મ કરે, કર્મયોગ આચરે? નિયત કર્મ—તારે ભાગે આવેલું સેવાકાર્ય—તું ઇંદ્રિયોને વશમાં રાખીને કર્યા કર. આળસુની જેમ બેસી રહેવા કરતાં એ સારું જ છે. આળસુ થઈને બેસી રહેનારનું શરીર છેવટે પડી જાય. પણ કર્મ કરતાં

આટલું યાદ રાખવું કે યજ્ઞકાર્ય સિવાયનાં બધાં કર્મ લોકોને બંધનમાં રાખે છે. યજ્ઞ એટલે પોતાને અર્થે નહિ પણ બીજાને સારુ, પરોપકાર સારુ ઉઠાવેલો શ્રમ, એટલે ટૂંકામાં સેવા. અને જ્યાં સેવાને અર્થે જ સેવા કરાય ત્યાં આસક્તિ, રાગદ્વેષ ન હોય. આવો યજ્ઞ, આવી સેવા તું કર્યા કર. બ્રહ્માએ આ જગત પેદા કર્યું તેની જ સાથે યજ્ઞ પણ પેદા કર્યો, કેમ જાણે એમ મંત્ર આપણા કાનમાં ફૂંક્યો: 'પૃથ્વીમાં જાઓ, એકબીજાની સેવા કરો ને વૃદ્ધિ પામો— જીવમાત્ર દેવતારૂપ જાણો, એ દેવોની સેવા કરી તમે તેને પ્રસન્ન રાખો, તેઓ તમને પ્રસન્ન રાખશે. પ્રસન્ન થયેલા દેવો તમને વણમાગ્યાં મનવાંછિત ફળ આપશે.' એટલે એમ સમજવું જોઈએ કે લોકસેવા કર્યા વિના, તેમનો ભાગ તેમને પ્રથમ આપ્યા વિના જે ખાય છે તે ચોર છે. અને જેઓ લોકનો, જીવમાત્રનો ભાગ તેઓને પહોંચાડ્યા પછી ખાય છે કે કંઈ ભોગવે છે તેમને તે ભોગવવાનો અધિકાર છે

એટલે તે પાપમુક્ત થાય છે. એથી ઊલટું, જેઓ પોતાને અર્થે જ કમાય છે, મજૂરી કરે છે તે પાપી છે ને પાપનું અનાજ ખાય છે. સૃષ્ટિનો નિયમ જ એવો છે કે અન્નથી જીવો નભે છે, અન્ન વરસાદથી પેદા થાય છે ને વરસાદ યજ્ઞથી એટલે જીવમાત્રની મહેનતથી પેદા થાય છે. જ્યાં જીવ નથી ત્યાં વરસાદ નથી જોવામાં આવતો, જ્યાં જીવ છે ત્યાં વરસાદ છે જ. જીવમાત્ર શ્રમજીવી છે. કોઈ પડયું રહીને ખાઈ નથી શકતું, અને મૂઢ જીવોને વિષે આ સાચું છે તો મનુષ્યને સારુ કેટલે વધારે અંશે લાગુ પડવું જોઈએ? તેથી ભગવાને કહ્યું, કર્મ બ્રહ્માએ ઉત્પન્ન કર્યું, બ્રહ્માની ઉત્પત્તિ અક્ષર બ્રહ્મમાંથી, એટલે એમ જાણવું કે યજ્ઞમાત્રમાં—સેવામાત્રમાં અક્ષર બ્રહ્મ પરમેશ્વર બિરાજે છે. આવી આ ઘટમાળને જે માણસ નથી અનુસરતો તે પાપી છે અને ફોકટ જીવે છે.

(મંગળપ્રભાત)

જે મનુષ્ય અંતર શાંતિ ભોગવે છે ને સંતુષ્ટ રહે છે તેને કંઈ કરવાપણું નથી એમ કહી શકાય, તેને કર્મ કરવાથી કંઈ લાભ નથી, ન કરવાથી નથી. કોઈને વિષે કંઈ સ્વાર્થ તેને નથી છતાં યજ્ઞકાર્યને તે છોડી નહિ શકે. તેથી તું તો કર્તવ્યકર્મ નિત્ય કરતો રહે પણ તેમાં રાગદ્વેષ ન રાખ, તેમાં આસક્તિ ન રાખતો. જે અનાસક્તિપૂર્વક કર્મ આચરે છે તે ઈશ્વરસાક્ષાત્કાર કરે છે. વળી જો જનક જેવા નિઃસ્પૃહી રાજા પણ કર્મ કરતા કરતા સિદ્ધિ પામ્યા, કેમ કે તેઓ લોકહિતને સારુ કર્મ કરતા; તો તારાથી કેમ એથી ઊલટું વર્તન કરાય? નિયમ જ એવો છે કે જેવું સારા ને મોટા ગણાતા માણસ આચરણ કરે તેની નકલ સામાન્ય લોકો કરે છે. મને જો. મારે કાર્ય કરીને કયો સ્વાર્થ સાધવાનો હતો? પણ હું ચોવીસે કલાક થાક ખાધા વિના કર્મમાં જ પડેલો છું અને તેથી લોકો પણ તે પ્રમાણે

વત્તાઓછા પ્રમાણમાં વર્તે છે. પણ જો હું આળસ કરી જાઉં તો જગતનું શું થાય? સૂર્ય ચંદ્ર તારા ઇત્યાદિ સ્થિર થઈ જાય તો જગતનો નાશ થાય એ તું સમજી શકે છે. અને એ બધાને ગતિ આપનાર, નિયમમાં રાખનાર તો હું જ રહ્યો ના? પણ લોકોમાં ને મારામાં આટલો ફેર છે ખરો: મને આસક્તિ નથી; લોકો આસક્ત છે, સ્વાર્થને વશ રહી મજૂરી કર્યાં કરે છે. તારા જેવો ડાહ્યો જ્ઞાની જો કર્મ છોડે તો લોકો પણ તેમ કરે ને બુદ્ધિભ્રષ્ટ થાય. તારે તો આસક્તિ છોડીને કર્તવ્ય કરવું જોઈએ જેથી લોકો કર્મભ્રષ્ટ ન થાય ને ધીમે ધીમે અનાસક્ત થતાં શીખે. મનુષ્યના સ્વભાવમાં જે ગુણો રહ્યા છે તેમને વશ થઈને તે કાર્ય તો કર્યાં જ કરવાનો. મૂરખ હોય તે જ માને કે 'હું કરું છું'. શ્વાસ લેવો એ જીવમાત્રની પ્રકૃતિ છે, સ્વભાવ છે. આંખ ઉપર કંઈ બેસે કે તુરત માણસ સ્વભાવે જ પાંપણ હલાવે છે. ત્યારે નથી કહેતો, 'હું શ્વાસ લઉં છું, હું પાંપણ

હલાવું છું.' આમ જેટલાં કર્મ કરવાં તે બધાં સ્વભાવે જ ગુણ પ્રમાણે કાં ન થાય? તેને વિષે અહંકાર શા? અને આમ મમત્વ વિના સહજ કર્મ કરવાનો સુવર્ણમાર્ગ એ છે કે બધાં કર્મો મને અર્પણ કરવાં ને મારે નિમિત્તે મમત્વ કાઢી નાખીને કરવાં. આમ કરતાં જ્યારે મનુષ્યમાંથી અહંવૃત્તિ, સ્વાર્થ નાશ પામે છે ત્યારે તેનાં કર્મમાત્ર સ્વાભાવિક ને નિર્દોષ થઈ જાય છે, તે ઘણી જંજાળમાંથી છૂટી જાય છે. તેને સારુ પછી કર્મબંધન જેવું કંઈ નથી. અને જ્યાં સ્વભાવ પ્રમાણે કર્મ થાય ત્યાં બળાત્કારે ન કરવાનો દાવો કરવો તેમાં જ અહંતા રહેલી છે. એવો બળાત્કાર કરનાર બહારથી ભલે કર્મ ન કરતો લાગે, અંતરમાં તો એનું મન પ્રપંચો રચ્યા જ કરે છે. આ બાહ્ય ચેષ્ટા કરતાં એ ભૂંડું છે ને વધારે બંધનકારક છે.

સાચું એ છે કે ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાં રાગદ્વેષ રહ્યા જ છે. કાનને અમુક

સાંભળવું ગમે છે ને અમુક નથી ગમતું. નાકને ગુલાબનું ફૂલ સૂંઘવું ગમે છે, મળાદિની દુર્ગંધ નથી ગમતી. એમ બધી ઇંદ્રિયોને વિષે સમજી લે. એટલે મનુષ્યે જે કરવાનું છે તે તો એ છે કે આ રાગદ્વેષરૂપી બે ધાડપાડુને વશ ન જ થવું. અને રાગદ્વેષ કાઢી નાખવા હોય તો કર્મને ગોતતા ન ફરવું. આજ આ, કાલે બીજું, પરમદિવસે ત્રીજું એમ ફાંફાં ન મારવાં. પણ પોતાને ભાગે જે સેવા આવે તે ઇશ્વર-પ્રીત્યર્થે કરવા તત્પર રહેવું. આમ કરવાથી જે કરીએ તે ઇશ્વર જ કરાવે છે એમ ભાવના ઉત્પન્ન થશે, એવું જ્ઞાન પેદા થશે અને અહંભાવ ચાલ્યો જશે. આનું નામ સ્વધર્મ. સ્વધર્મને વળગી રહેવું કેમ કે પોતાને સારું તો એ જ ઉત્તમ છે. ભલે પરધર્મ વધારે સારો દેખાતો હોય. એમ લાગતાં છતાં તે ભયાનક છે એમ જાણવું. સ્વધર્મ આચરતાં મૃત્યુની ભેટ કરવામાં મોક્ષ છે.

રાગદ્વેષરહિત થઈને જ કર્મ કરાય અને તે યજ્ઞ છે એમ જ્યારે ભગવાને કહ્યું ત્યારે અર્જુને પૂછ્યું: 'મનુષ્ય કોનો પ્રેર્યો પાપકર્મો કરે છે? ઘણી વાર તો એમ લાગે છે કે પાપકર્મ તરફ કોઈ તેને બળાત્કારે ઘસડી જાય છે.'

ભગવાન બોલ્યા: માણસને પાપકર્મ તરફ ઘસડી જનાર કામ છે અને ક્રોધ છે. એ સગા ભાઈ જેવા છે, કામ પૂરો ન થાય કે ક્રોધ આવી ઊભો જ છે. અને જેનામાં કામક્રોધ છે તેને આપણે રજોગુણી કહીએ છીએ. માણસનો મોટો શત્રુ એ જ છે. તેની સામે રોજ યુદ્ધ કરવાનું છે. આભલાને મેલ ચડે તો જેમ તે ઝાંખું થઈ જાય છે, અથવા દેવતામાં ધુમાડો હોય ત્યાં લગી તે બરોબર સળગતો નથી, અથવા ગર્ભ જ્યાં લગી ઓરમાં પડ્યો છે ત્યાં લગી ગૂંગળાયા કરે છે, તેમ કામક્રોધ જ્ઞાનીના જ્ઞાનને તેજ પામવા દેતો નથી કે ઝાંખું પાડે છે કે ગૂંગળાવી દે છે. આ કામ

અગ્નિના જેવો વિકરાળ છે અને ઇંદ્રિયો, મન, બુદ્ધિ બધાને પોતાના તાબામાં લઈ મનુષ્યને પછાડે છે. એટલે તું ઇંદ્રિયોને તો પહેલી જ કાબૂમાં લઈ લેજે, પછી મનને જીતજે ને એમ કરતાં બુદ્ધિ પણ તને વશ રહેશે, કેમ કે જોકે ઇંદ્રિય, મન ને બુદ્ધિ એક પછી એકથી ચડી જાય તેવાં છે છતાં તે બધાંના કરતાં આત્મા બહુ વધારે છે. માણસને આત્માની—પોતાની—શક્તિનું ભાન નથી એટલે જ માને છે કે ઇંદ્રિયો વશ નથી રહેતી કે મન નથી રહેતું કે બુદ્ધિ કામ કરતી નથી. આત્માની શક્તિનો વિશ્વાસ થયો કે તુરત બીજું બધું સહેલું થઈ પડે છે. ને જેણે ઇંદ્રિયો, મન ને બુદ્ધિને ઠેકાણે રાખ્યાં છે તેને કામ, ક્રોધ કે તેનું અસંખ્યનું લશ્કર કંઈ જ કરી શકતું નથી.

આ અધ્યાયને મેં ગીતા સમજવાની ચાવી કહેલ છે, અને તેનો એક વાક્યમાં સાર એ જોઈએ છીએ કે 'જીવન સેવાને સારુ છે, ભોગને સારુ નથી.' તેથી આપણે જીવનને

યજ્ઞમય કરી નાખવું ઘટે છે. આમ જાણ્યું એટલે તેમ થઈ નથી જતું, પણ એમ જાણીને આચરણ કરતાં આપણે ઉત્તરોત્તર શુદ્ધ થઈએ છીએ. પણ ખરી સેવા કોને કહેવી? એ જાણવા સારુ ઇંદ્રિયદમનની આવશ્યકતા રહી છે, અને આમ કરતાં ઉત્તરોત્તર આપણે સત્યરૂપી પરમાત્માની નજીક આવતા જઈએ છીએ. યુગે યુગે આપણને સત્યની વધારે ઝાંખી થાય છે. સેવાકાર્ય પણ જો સ્વાર્થદૃષ્ટિથી થાય તો તે યજ્ઞ મટી જાય છે. તેથી અનાસક્તિની પરમ આવશ્યકતા. આટલું જાણ્યા પછી આપણને બીજા ત્રીજા વાદવિવાદમાં નથી ઊતરવું પડતું. અર્જુનને સાચે જ સ્વજન મારવાનો બોધ કર્યો? શું તેમાં ધર્મ હોય? આવા પ્રશ્નો શમી જાય છે. અનાસક્તિ આવ્યે સહેજે આપણા હાથમાં કોઈને મારવાની છરી હોય તોપણ તે પડી જાય છે. પણ અનાસક્તિનો ડોળ કર્યે તે આવતી નથી. આપણે પ્રયત્ન કરીએ ત્યારે આજ આવે અથવા હજારો વર્ષના

પ્રયત્ન છતાંયે ન આવે. તેની પણ ચિંતા છોડીએ. પ્રયત્નમાં જ સફળતા છે. પ્રયત્ન ખરે જ કરીએ છીએ કે નહિ એ આપણે બારીકીથી તપાસવાની જરૂર છે. તેમાં આત્માને છેતરવાપણું ન હોવું જોઈએ. અને આટલું ધ્યાનમાં રાખવું બધાને સારુ શકય છે જ.

# અધ્યાય ૪થો

તા. ૧-૧૨-'૩૦

સોમપ્રભાત

ભગવાન અર્જુનને કહે છે: મેં જે નિષ્કામ કર્મયોગ તને બતાવ્યો તે બહુ પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે. એ નવી વાત નથી. તું પ્રિય ભક્ત છે તેથી, ને હમણાં તું ધર્મસંકટમાં છે તેમાંથી મુક્ત કરવા સારુ, મેં તને એ શાખવ્યો છે. જ્યારે જ્યારે ધર્મની નિંદા થાય છે અને અધર્મ ફેલાય છે ત્યારે ત્યારે હું અવતાર લઉં છું ને ભક્તોની રક્ષા કરું છું, પાપીનો સંહાર કરું છું. આ મારી માયાને જે જાણે છે તે વિશ્વાસ રાખે છે કે અધર્મનો લોપ જ થવાનો છે, સાધુપુરુષનો બેલી ઈશ્વર છે જ; તે ધર્મનો ત્યાગ નથી કરતા ને છેવટે મને

પામે છે. કેમ કે તેઓ મારું ધ્યાન ધરનારા હોવાથી અને મારો આશ્રય લેનારા હોવાથી, કામક્રોધાદિથી મુક્ત રહે છે ને તપ અને જ્ઞાનથી શુદ્ધ થયેલા રહે છે. માણસો જેવું કરે છે તેવું ફળ પામે છે. મારા કાનૂનોની બહાર જઈને કોઈ રહી શકતું નથી. ગુણકર્મના ભેદ પ્રમાણે મેં ચાર વર્ણો પેદા કર્યા છે. એમ છતાં હું તેનો કર્તા છું એમ ન ગણતો. કેમ કે મારે એ કાર્યમાંથી કંઈ ફળ જોઈતું નથી, એનું પાપ-પુણ્ય મને ન હોય. આ ઈશ્વરી માયા સમજવા જેવી છે. જગતમાં જે જે પ્રવૃત્તિ ચાલે છે તે બધી ઈશ્વરી નિયમોને વશ વર્તે છે, છતાં ઈશ્વર તેથી અલિપ્ત રહે છે, તેથી તેનો તે કર્તા છે અને અકર્તા પણ છે. અને આમ અલિપ્ત રહીને, અભડાયા વિના, ફળની ઇચ્છા કર્યા વિના જેમ ઈશ્વર વર્તે છે તેમ મનુષ્ય પણ નિષ્કામ રહી વર્તે તો અવશ્ય મોક્ષ પામે. આવો માણસ કર્મમાં અકર્મ જુએ, અને આવા માણસને ન કરવાનાં કર્મની પણ તુરત

ખબર પડ્યા કરે છે. જેને વિષે કામના છે, જે કામના વિના થઈ જ ન શકે તે બધાં ન કરવાનાં કર્મ કહેવાય—જેવાં કે ચોરી, વ્યભિચાર ઇ૦. આવાં કર્મો કોઈ અલિપ્ત રહીને કરી ન શકે. એટલે જેઓ કામના અને સંકલ્પો છોડીને કર્તવ્ય કર્મ કર્યે જાય છે તેઓએ પોતાના જ્ઞાનરૂપી અગ્નિ વડે પોતાનાં કર્મો બાળી નાખ્યાં છે એમ કહેવાય. એમ જેણે કર્મફળનો સંગ છોડયો છે તે માણસ હમેશાં સંતુષ્ટ રહે છે, હમેશાં સ્વતંત્ર હોય છે. તેનું મન ઠેકાણે હોય છે, તે કશા સંગ્રહમાં પડતો નથી, અને જેમ આરોગ્યવાન પુરુષની શારીરિક ક્રિયાઓ સહેજે ચાલ્યા કરે છે તેમ આવાં મનુષ્યની પ્રવૃત્તિઓ સહેજે ચાલ્યા કરે છે. તે પોતે તે ચલાવી રહ્યો છે એવું તેને અભિમાન નથી હોતું, એવું ભાનસરખુંયે નથી. પોતે નિમિત્તમાત્ર રહે છે;—સફળતા મળી તોયે શું, ને નિષ્ફળતા મળી તોયે શું? તે નથી ફૂલી જતો, નથી ગભરાતો. તેનાં કર્મમાત્ર યજ્ઞરૂપે, સેવાર્થે હોય છે. તે બધી

ક્રિયામાં ઈશ્વરને જ જુએ છે ને છેવટે તે ઈશ્વરને જ પામે છે.

યજ્ઞો તો ઘણા પ્રકારના વર્ણવવામાં આવ્યા છે. તે બધાના મૂળમાં શુદ્ધિ અને સેવા હોય છે. ઇંદ્રિયદમન એ એક જાતનો યજ્ઞ છે. કોઈને દાન કરવું એ બીજો છે. પ્રાણાયામાદિ પણ શુદ્ધિ સારુ આદરેલા યજ્ઞ છે. આનું જ્ઞાન કોઈ જાણનાર ગુરુ પાસેથી મેળવાય. તે મેળાપ વિનય, ધગશ અને સેવાથી જ થઈ શકે છે. બધા વગર સમજ્યે યજ્ઞને નામે અનેક પ્રવૃત્તિઓ કરવા મંડી જાય તો, અજ્ઞાનને લીધે હોવાથી, ભલાને બદલે ભૂંડું પણ કરે. તેથી પ્રત્યેક કાર્ય જ્ઞાનપૂર્વક હોવાની પૂરી આવશ્યકતા છે.

આ જ્ઞાન તે અક્ષરજ્ઞાન નહિ. આ જ્ઞાનમાં શંકાને સ્થાન જ નથી રહેતું. તેનો શ્રદ્ધાથી આરંભ થાય છે ને છેવટે તે અનુભવાય છે. એવા જ્ઞાન વડે મનુષ્ય બધા જીવોને પોતાને વિષે જુએ છે ને પોતાને ઈશ્વરને વિષે જુએ છે, એટલે કે આ બધું પ્રત્યક્ષની જેમ

તેને ઈશ્વરમય લાગે છે. આવું જ્ઞાન પાપીમાં પણ નામી પાપી હોય તેવાનેયે તારે છે. આવું જ્ઞાન કર્મબંધનમાંથી મનુષ્યને મુક્ત કરે છે, એટલે કે કર્મનાં ફળ તેનો સ્પર્શ કરતાં નથી. એના જેવું પવિત્ર આ જગતમાં બીજું કંઈ નથી. તેથી તું શ્રદ્ધા રાખી, ઈશ્વરપરાયણ થઈ, ઇંદ્રિયોને વશમાં રાખીને એવું જ્ઞાન પામવા મથજે; તેથી તને પરમ શાંતિ મળશે.

ત્રીજો, આ અને હવે પછીનો અધ્યાય એમ ત્રણે સાથે મનન કરવા જેવા છે. તેમાંથી અનાસક્તિ યોગ શું તેની ખબર પડી રહે છે. એ અનાસક્તિ-નિષ્કામતા-કેમ મળી શકે એ પણ તેમાં થોડે ઘણે અંશે બતાવી દીધું છે. આ ત્રણ અધ્યાય બરોબર સમજી લીધા હોય તો પછીના સમજવામાં ઓછી મુશ્કેલી પડે. પછીના અધ્યાયો અનાસક્તિ પામવાનાં સાધનો અનેક રીતે આપણને બતાવે છે. એ દૃષ્ટિએ ગીતાનો અભ્યાસ આપણને જરૂરનો છે અને તેમ કરતાં આપણી રોજની ગૂંચોનો ઉકેલ

આપણે ગીતામાંથી વિનાપરિશ્રમે કરી શકીશું. આ રોજ ટેવ પાડવાથી બની શકે એમ છે. સહુ અજમાવી જુએ. ક્રોધ ચડયો કે તુરત તેને લગતો શ્લોક યાદ કરીએ ને શમાવીએ. કોઈનો દ્વેષ થયો, 'અધીરાઈ આવી, અકરાંતિયાપણું આવ્યું, અમુક કરવું કે ન કરવું એવું સંકટ આવી પડયું,—આવા બધા પ્રશ્નોના ઉકેલ શ્રદ્ધા હોય તો ને નિત્ય મનન હોય તો ગીતામાતાની પાસેથી મળી રહે. આમ કરતા થઈ જઈએ તે અર્થે રોજનું પારાયણ છે અને તે અર્થે આ પ્રયત્ન છે.

# યજ્ઞ—૧*

તા. ૨૧-૧૦-'૩૦
મંગળપ્રભાત

આપણે યજ્ઞ શબ્દનો ઉપયોગ બહુ કરીએ છીએ. આપણે નિત્યનો મહાયજ્ઞ પણ રચ્યો છે. તેથી યજ્ઞ શબ્દ વિચારી લેવો એ જરૂરનું છે. યજ્ઞ એટલે આ લોકમાં કે પરલોકમાં કંઈ પણ બદલો લીધા કે ઇચ્છયા સિવાય પરાર્થે કરેલું

---

* 'વ્રતવિચાર'માં પ્રસિદ્ધ કરેલા પત્રો બાદ ગાંધીજીએ યજ્ઞ પર બે પત્રો લખેલા. તેમ જ તે અરસામાં ખાનગી પત્રોમાં તે વિષે કેટલુંક વિશેષ લખેલું. યજ્ઞનો અર્થ સમજવામાં મદદગાર થશે માનીને તે અહીં આપવામાં આવ્યું છે.

—પ્રકાશક

કંઈ પણ કર્મ. કર્મ કાયિક, માનસિક કે વાચિક હો. કર્મનો વિશાળમાં વિશાળ અર્થ લેવો. પર એટલે માત્ર મનુષ્યવર્ગ નહિ પણ જીવમાત્ર. એટલે અને અહિંસાની દૃષ્ટિએ પણ, મનુષ્ય-જાતિની સેવાને અર્થે પણ બીજા જીવોને હોમવા કે તેમનો નાશ કરવો એ યજ્ઞમાં નહિ ખપે. વેદાદિમાં અશ્વ, ગાય ઇત્યાદિનો હોમ કરવાની વાત આવે છે તેનો આપણે છેદ ઉડાડ્યો છે. સત્ય અને અહિંસાને ત્રાજવે પશુહિંસાના અર્થમાં એવા હોમો ચડી શકતા નથી એટલાથી આપણે સંતોષ માન્યો છે. ધર્મને નામે ઓળખાતાં વચનોના ઐતિહાસિક અર્થ કરવામાં આપણે રોકાતા નથી અને તેવા અર્થ શોધવાની આપણી અયોગ્યતાનો આપણે સ્વીકાર કરીએ છીએ. તે યોગ્યતા મેળવવાનો પ્રયત્ન પણ આપણે નથી કરતા, કેમ કે ઐતિહાસિક અર્થને જીવહિંસા ભાવે તોપણ સત્ય અહિંસાને સર્વોપરી ધર્મ માન્યા પછી આપણે સારુ તેવા અર્થને રૂચતો આચાર ત્યાજ્ય છે.

ઉપરની વ્યાખ્યા પ્રમાણે વિચારતાં આપણે જોઈ શકીએ છીએ કે જે કર્મમાં વધારેમાં વધારે જીવોનું વધારેમાં વધારે ક્ષેત્રમાં કલ્યાણ થાય, ને જે કર્મ વધારેમાં વધારે મનુષ્ય વધારેમાં વધારે સહેલાઈથી કરી શકે, ને જેમાંથી વધારેમાં વધારે સેવા થતી હોય તે મહાયજ્ઞ અથવા સારામાં સારો યજ્ઞ. એટલે કોઈની પણ સેવાને અર્થે બીજા કોઈનું અકલ્યાણ ઇચ્છવું કે કરવું એ યજ્ઞકાર્ય નથી જ. અને યજ્ઞ સિવાયનું કરેલું કાર્ય એ બંધન છે એમ આપણને ભગવદ્-ગીતા અને અનુભવ પણ શીખવે છે.

આવા યજ્ઞ વિના આ જગત એક ક્ષણ પણ ન ટકી શકે. અને તેથી જ ગીતાકારે જ્ઞાનની કંઈક ઝાંખી બીજા અધ્યાયમાં કરાવ્યા પછી ત્રીજા અધ્યાયમાં તેને પહોંચવાના સાધનમાં પ્રવેશ કરાવ્યો, ને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે આપણે જન્મથી જ યજ્ઞને સાથે લાવ્યા છીએ, એટલે કે આ દેહ કેવળ પરમાર્થને કારણે આપણને મળ્યો છે. અને તેથી યજ્ઞ કર્યા વિના

જે જમે છે તે ચોરીનું જમે છે એવું સખત વાક્ય ગીતાકારે કહી દીધું. શુદ્ધ જીવન ગાળવા ઇચ્છનારનું બધું કાર્ય યજ્ઞરૂપે હોય. આપણે યજ્ઞ સાથે અવતર્યાં એટલે આપણે સદાયના ઋણી-દેવાદાર-રહ્યા. તેથી આપણે જગતના હંમેશના ગુલામ સેવક. અને ગુલામને સ્વામી જેમ સેવા લેવાને કારણ અન્નવસ્ત્રાદિ આપે છે તેમ આપણને જગતનો સ્વામી આપણી પાસેથી ગુલામી લેવા ખાતર અન્નવસ્ત્રાદિ આપે તે આભારપૂર્વક લઈએ. તેટલાનો પણ આપણને હક છે એવું ન માનીએ, એટલે કે ન મળે તો સ્વામીને ન વગોવીએ. આ શરીર તેનું છે, તેની ઇચ્છા પ્રમાણે તેને રાખે કે નાખે. આ સ્થિતિ દુઃખદ નથી, દયામણી પણ નથી; જો આપણું સ્થાન સમજી લઈએ તો સ્વાભાવિક છે, અને તેથી સુખદ છે અને ઇચ્છવાયોગ્ય છે. આવું પરમ સુખ અનુભવવાને સારુ અચલિત શ્રદ્ધાની આવશ્યકતા છે જ. પોતાને વિષે ચિંતા જ ન ભોગવવી, બધી

પરમેશ્વરને સોંપી દેવી. આવો આદેશ મેં તો બધા ધર્મોમાં જોયો છે.

પણ આ વચનથી કોઈને ડરી જવાનું કારણ જ નથી. મન સ્વચ્છ રાખી જે સેવાનો આરંભ કરે છે તેને તેની આવશ્યકતા દિનપ્રતિદિન સ્પષ્ટ થતી જાય છે ને તેમ તેમ તેની શ્રદ્ધા વધતી જાય છે. જે સ્વાર્થ છોડવાને તૈયાર જ નથી, પોતાની જન્મની સ્થિતિને ઓળખવા જ તૈયાર નથી તેને સારુ તો સેવા-માર્ગમાત્ર મુશ્કેલ છે. તેની સેવામાં સ્વાર્થની ગંધ આવ્યા જ કરશે. પણ આવા સ્વાર્થી જગતમાં જવલ્લે જ જોવામાં આવશે. કંઈક ને કંઈક નિઃસ્વાર્થ સેવા આપણે બધા જાણ્યે-અજાણ્યે આપીએ જ છીએ. આ જ વસ્તુને આપણે વિચારપૂર્વક કરતા થઈ જઈએ તો આપણી પારમાર્થિક સેવા કરવાની વૃત્તિ ઉત્તરોત્તર વધ્યા જ કરશે, ને તેમાં આપણું ખરું સુખ છે ને જગતનું કલ્યાણ છે.

## યજ્ઞ–૨

તા. ૨૮–૧૦–'૩૦

મંગળપ્રભાત

યજ્ઞ વિષે ગયે અઠવાડિયે લખ્યું પણ પેટ ન ભરાયું. જે વસ્તુ જન્મની સાથે લઈને આપણે આ જગતમાં પ્રવેશ કર્યો છે તેને વિષે જરા વધારે વિચાર કરવો નિરર્થક નહિ જાય. યજ્ઞ નિત્યનું કર્તવ્ય છે, ચોવીસે કલાક આચરવાની વસ્તુ છે એમ વિચારતાં, અને યજ્ઞ એટલે સેવા એમ જાણતાં 'परोपकाराय सतां विभूतयः' જેવું વચન કઠે છે. નિષ્કામ સેવા એ પરોપકાર નથી પણ પોતાની ઉપર ઉપકાર છે, જેમ કરજ ભરવું એ પરોપકાર નહિ પણ પોતાની સેવા છે, પોતાની ઉપર ઉપકાર છે, પોતાની ઉપરથી ભાર ઉતાર્યો છે, પોતાનો ધર્મ સાચવ્યો છે.

વળી સંતની જ પૂંજી 'પરોપકારાર્થે' એટલે, વધારે સારી ભાષામાં, સેવાર્થે છે એમ નહિ પણ મનુષ્યમાત્રની પૂંજીમાત્ર સેવાર્થે છે. અને આમ છે તો જીવનમાત્રમાંથી ભોગનો છેદ ઊડી જાય છે ને તે ત્યાગમય થાય છે અથવા ત્યાગમાં જ ભોગ છે. મનુષ્યનો ત્યાગ એ જ તેનો ભોગ છે. આ પશુ અને મનુષ્ય વચ્ચેનો ભેદ. આમ જીવનનો અર્થ કરતાં જીવન શુષ્ક બની જાય છે, કળાનો નાશ થઈ જાય છે ને ગૃહસ્થ-જીવનનો નાશ થઈ જાય છે એમ આરોપ ઘણા કરે છે ને ઉપલા વિચારને દોષમય ગણે છે. પણ મને લાગે છે કે એમ કહેવામાં ત્યાગનો અનર્થ થાય છે. ત્યાગ એટલે સંસારમાંથી ભાગીને અરણ્યમાં વાસ કરવો એમ નહિ પણ જિંદગીની બધી પ્રવૃત્તિમાં ત્યાગની ભાવના હોવી તે. ગૃહસ્થજીવન ત્યાગમય હોય ને ભોગમય હોય. મોચી જોડા સીવે, ખેડૂત ખેતી કરે, વેપારી વેપાર કરે, વાળંદ વાળ ઉતારે એમાં ત્યાગભાવના હોય અથવા ભોગની લાલસા

હોય. યજ્ઞાર્થે વેપાર કરનાર કરોડોનો વેપાર કરતાં છતાં લોકસેવાનો જ વિચાર કરશે, તે કોઈને છેતરશે નહિ, તે શિંધા ખોપ નહિ ખેડે, તે ન કરવાનાં સાહસ નહિ ખેડે, કરોડોનો ધણી છતાં સાદાઈથી રહેશે, કરોડો કમાતાં છતાં તે કોઈનું નુકસાન નહિ કરે, કોઈનું નુકસાન થતું હશે તો કરોડો જતા કરશે. આવો વેપારી મારી કલ્પનામાં જ વસે છે એમ કહી કોઈ હસે નહિ. જગતને સદ્ભાગ્યે એવા વેપારી પશ્ચિમ-માંયે છે ને પૂર્વમાંયે છે. ભલે આંગળીને વેઢે ગણી શકીએ તેટલા હોય, એક પણ જીવતો નમૂનો હોય તો એવો વેપારી કલ્પના મટી જાય છે. એવા દરજીને તો આપણે વઢવાણમાં જ જોયો. એવા એક વાળંદને તો હું જાણું છું. એવા વણકરને આપણામાંનાં કોણ નથી જાણતાં? વિચાર કરતાં ને શોધતાં આપણને બધા ધંધામાં કેવળ યજ્ઞાર્થે જીવન ગાળતાં ને પોતાનો ધંધો ચલાવતાં માણસો નજરે પડશે. ખરું છે કે આવાં યાજ્ઞિકો પોતાનો ધંધો કરતાં

પોતાની આજીવિકા મેળવે છે. પણ તેઓ ધંધો આજીવિકા ખાતર નથી કરતાં, આજીવિકા તેઓને સારુ તે ધંધાનું ગૌણ ફળ છે. મોતીલાલ પૂર્વે પણ દરજી હતો ને જ્ઞાન થયા પછી પણ દરજી રહ્યો. તેની ભાવના બદલાઈ એટલે તેનો ધંધો યજ્ઞરૂપ બન્યો, તેમાં પવિત્રતા દાખલ થઈ ને ધંધામાં બીજાના સુખનો વિચાર દાખલ થયો. તેના જીવનમાં ત્યારે જ કળાએ પ્રવેશ કર્યો. યજ્ઞમય જીવન કળાની પરાકાષ્ઠા છે, ખરો રસ જ તેમાં છે. કેમ કે તેમાંથી રસનાં નિત્ય નવાં ઝરણાં ફૂટે છે. માણસ તે પીતાં થાકતો નથી, ઝરણાં કદી સુકાતાં નથી. યજ્ઞ બોજારૂપ લાગે તે યજ્ઞ નથી, ખૂંચે તે ત્યાગ નથી. ભોગને અંતે નાશ છે, ત્યાગને અંતે અમરતા છે. રસ સ્વતંત્ર વસ્તુ નથી, રસ આપણી વૃત્તિમાં રહ્યો છે. એકને નાટકના પડદામાં રસ આવશે, બીજાને આકાશમાં નિત્ય નવા પડદા ઊઘડ્યા કરે છે તેમાં રસ આવે છે. એટલે રસ કેળવણીનો વિષય છે. જે રસરૂપે

બચપણમાં કેળવાય, જે રસરૂપે પ્રજામાં કેળવાય તે રસ ગણાય. એક પ્રજાને જે રસમય લાગે છે તે બીજીને રસહીન લાગે છે. એવા દાખલા આપણને મળી રહે તેમ છે.

વળી યજ્ઞ કરનાર ઘણા સેવક એમ માને છે કે આપણે નિષ્કામ ભાવે સેવા કરીએ છીએ એટલે લોકોની પાસેથી જે જોઈએ તે લેવાનો ને ન જોઈતું પણ લેવાનો પરવાનો મળ્યો છે. આવો વિચાર જે સેવકના મનમાં જ્યારે આવ્યો ત્યારથી તે સેવક મટી સરદાર બન્યો. સેવામાં પોતાની સગવડના વિચારને સ્થાન જ નથી. સેવકની સગવડ સ્વામી—ઈશ્વર જોનારો છે, તેને આપવી હશે તે અને તો આપશે. આમ વિચારી સેવક જે આવે તે પોતાનું કરી નહિ બેસે. જોઈતું જ લઈ બીજાનો ત્યાગ કરશે. પોતાની સગવડ ન સચવાઈ તો પણ શાન્ત રહેશે, રોષરહિત રહેશે, મનમાં પણ નહિ કોચવાય. યાજ્ઞિકનો બદલો—સેવકની મજૂરી યજ્ઞ-સેવા જ છે. તેમાં જ તેનો સંતોષ હોય.

વળી સેવાકાર્યમાં વેઠ ઉતારાય જ નહિ. તે છેવાડે મુકાય નહિ. પોતાનું હોય તો શણગારવું, પારકું છે, વગર પૈસે કરવાનું છે એટલે જેવું અને જ્યારે કરીએ તેવું ને ત્યારે ચાલશે, એમ વિચારનાર ને આચરનાર યજ્ઞના મૂળાક્ષર પણ નથી જાણતો. સેવામાં તો સોળે શણગાર પૂરવાના હોય, પોતાની બધી કળા તેમાં ઠાલવવાની હોય. એ પહેલી, પછી આપણી સેવા. મતલબમાં શુદ્ધ યજ્ઞ કરનારને પોતાનું કંઈ જ નથી. તેણે બધું કૃષ્ણાર્પણ કર્યું છે.

# યજ્ઞ—૩

[ખાનગી પત્રમાંથી]

. . . રેંટિયા અને ક્રૅંચ વિષે તમો લખો છો એમાં પણ સિદ્ધાંતની દૃષ્ટિએ ઊણપ જોઉં છું. રેંટિયાને સર્વાર્પણ કર્યા પછી તે વખત બીજાને લાભ લેવામાં ન દેવાય. કોઈ આવીને વાત કરી જાય તો વિવેકને ખાતર કરીએ; પણ, વાત કરી જાય તેના કરતાં શીખવી જાય એ શું ખોટું એ ન્યાય અહીં ન ચાલે. વાતમાંથી તો ઇચ્છાએ ઊગરી શકાય; વાત કરનાર પણ લાંબો વખત બેસવા વાત ન કરે. પણ શિક્ષક બન્યા પછી તો પૂરો વખત બેસવા બંધાયેલ છે. આ બધું રેંટિયાને યજ્ઞરૂપે ચલાવતા હોઈએ ત્યારને સારુ છે. મારે વિષે આ સત્યનો પ્રત્યક્ષ અનુભવ કરી રહ્યો છું. રેંટિયો ચલાવતાં બીજા વિચારોમાં પડું છું ત્યારે ગતિ ઉપર, આંક ઉપર,

સમાનતા ઉપર અસર થાય છે. રોમે રોલાં કે બિથોવનને પિયાનો ઉપર બેઠેલા કલ્પો. તેમાં એ એવા તન્મય હોય કે ન વાત કરી શકે, ન મનમાં બીજા વિચાર કરી શકે. કળા અને કળાકાર જુદા ન હોય. આ જો પિયાનોને વિષે સાચું હોય તો કેટલું વધારે સાચું રેંટિયાયજ્ઞને વિષે હોવું જોઈએ? આવું આચરણ આજે ન થઈ શકે એ વાતને નોખી રાખજો. આપણું વિચારક્ષેત્ર અણીશુદ્ધ રાખીશું તો તે પ્રમાણે આચારને કોઈક દિવસ પહોંચીશું જ. વળી ચેતવું છું કે આમાં થઈ ગયેલાની ટીકા નથી. મને અતિ અધૂરાને ટીકા કરવાનો અધિકાર પણ ક્યાં છે? જાણું છું તેનો હું પોતે ક્યાં પૂરો અમલ કરું છું? કર્યો હોત તો ક્યારનો રેંટિયો સાત લાખ ગામડામાં ગુંજતો હોત, હજુ જે જાણું છું તે જ પ્રમાણે સોએ સો ટકા વર્તી શકું તો અહીં બેઠો છું છતાં રેંટિયો પવનવેગે પસરે. 'ગજા વગરનો હાલ મનોરથ રૂપ જો, તોપણ નિશ્ચય ચક્રભગત મનને

રહ્યા. પ્રભુ આજ્ઞા થાશું તેજ સ્વરૂપ જો'
(રાયચંદભાઈની ક્ષમા યાચીને કરેલી ચોરી).
પણ માલવીજી જો ભાગવત પુરાણની વાતો
કરતાં થાકે તો હું રેંટિયાસંગીતની વાત કરતો
થાકું. રેંટિયા પુરાણ તો કેમ જ કહેવાય?
પુરાણ તો આપણી પછીના રચશે, જો આપણે
રચવા જેવું કર્યું હશે તો. અત્યારે તો આપણે
એનું ભાગ્યુંતૂટયું સંગીત રચી રહ્યા છીએ.
છેવટે તેમાં કેવો સૂર નીકળે છે તેનો આધાર
આપણી તપશ્ચર્યા, આપણા સમર્પણ પર રહેશે.

. . . હવે ગયા કાગળનું કંઈક લંબાવું.

મને લાગે કે આદર્શ તો એ છે કે યજ્ઞને
સમયે મૌન હોય અને તે વખતે વિચારો કાં તો
રેંટિયાને એટલે ખાદીને લગતા હોય અથવા
રામનામ. રામનામનો વિસ્તૃત અર્થ કરવો
જોઈએ. ખરું જોતાં રામનામ તો જાણ્યેઅજાણ્યે
બધી વખતે હોય જ, સંગીતમાં તંબૂરાની જેમ.
પણ જે કામ હાથ કરતા હોય તેમાં એકધ્યાન

ન હોઈએ તો રામનામનું ઇરાદાપૂર્વક રટણ હોય. રેંટિયો ચલાવતાં આપણે વાતો કરીએ છીએ અથવા કંઈ સાંભળીએ છીએ અથવા બીજું કંઈક કરીએ છીએ. એ ક્રિયા યજ્ઞ તો ન જ થઈ. જો એ યજ્ઞ કર્તવ્ય છે તો તેટલો વખત તેમાં હોમાઈ જવો જોઈએ. અને જેનું આખું જીવન યજ્ઞરૂપ છે ને જે અનાસક્ત છે તે એક જ કામ એક વખતે કરશે. આમ જાણતો છતો (ઓછા-વત્તા પ્રમાણમાં) હું જ પહેલો પાપી બન્યો. કેમ કે મેં કોઈ દહાડો નિરાંતે બેસીને એકાંતમાં એટલે મૌનમાં કાંત્યું જ નથી એમ કહેવાય. મૌનવારને દહાડે કાંતતી વખતે ટપાલ સાંભળતો અથવા કોઈને કંઈ કહેવું હોય તો તે. એ કુટેવ અહીં પણ ટળી નથી. પછી શી નવાઈ કે હું કાંતવામાં બહુ નિયમિત છતાં ઢ રહ્યો છું ને કલાકમાં માંડ ૨૦૦ તારને હવે પહોંચ્યો છું? બીજા પણ ઘણા દોષો મારે વિષે જોઈ રહ્યો છું: જેમકે તાર તૂટવા, માળ કરતાં ન આવડવી, ચમરખાંનું ઓછું જ્ઞાન, રૂની જાત ન જાણવી,

સમાનતા વગેરે ચોક્કસ રીતે ન કાઢી શકાય, રેશાની પરખ ન કરી શકાય. આ કાંઈ યાજ્ઞિકને શોભે? પછી ખાદી ઢીલી ચાલી છે તેમાં શી નવાઈ? જો દરિદ્રનારાયણ છે, અને તે છે જ, અને જો તેનો પ્રસાદ ખાદી છે અને એ કહેનાર, જાણનાર જે કહો તે હું, તે છતાં મારો અમલ કેવો મોળો? એટલે આ બાબત કોઈને બીજાને દોષ દેવાનું મન જ નથી થતું. હું તો માત્ર તમને મારા દોષનું અને દુ:ખનું, ને તેમાંથી ઉત્પન્ન થતા ભાનનું ને જ્ઞાનનું દર્શન કરાવું છું. જોકે કાકાની સાથે છૂટીછવાયી આવી વાતો કરી છે છતાં આટલું સ્પષ્ટ તો આજે જ પહેલું તમારી પાસે કરું છું. અને તે સ્પષ્ટ પણ પેલા ફ્રેંચના રેંટિયાની સાથે જોડાવાથી થયું. વળી પણ કહું કે તમે એ પ્રમાણે કર્યું તેમાં હું તમારે સારુ લવલેશ પણ દોષ નથી જોતો. હું રેંટિયાનો કેવો કાચો 'મંત્રા' એ જોઈ રહ્યો છું. મંત્રને જાણ્યો પણ તેના વિધિને પૂરો ન આચર્યો, એટલે મંત્ર પૂરી

શક્તિ ન પ્રદર્શિત કરી શક્યો. અને જેમ આ રેંટિયાને લાગુ પડયું તેમ આવું આખા જીવનને લાગુ પાડી જોજો. એટલે કલ્પનામાં તો તમે જીવનની અદ્ભુત શાંતિ અનુભવશો ને સફળતા પણ અનુભવશો. 'યોગઃ કર્મસુ કૌશલમ્'નો આ અર્થ છે. આમ કરતાં જેટલું થાય તેટલું જ કરીએ, તેટલું જ હાથ લઈએ ને સંતોષ પામીએ. મને દૃઢ વિશ્વાસ છે કે તેમ કરતાં આપણે પોતાની અને સમાજની તીવ્રતમ પ્રગતિમાં ભાગ લીધો હશે. પણ આ થયું પાંડિત્ય, જ્યાં લગી તેનો સંપૂર્ણ અમલ ન કરું. દિવસે દિવસે આ દિશામાં અમલ તો થઈ રહ્યો છે. બહાર નીકળ્યે શું થશે એ દૈવ જાણે. આમાં આટલો અમલ તો બને તો કરી લેજો. યજ્ઞનિમિત્તે જેટલા તાર માનો તેટલા તો આવી શાસ્ત્રીય રીતે કાઢજો. બાકીના તો ગમે તે સ્થિતિમાં હિં.નું (હિંદુસ્તાનનું) દ્રવ્ય વધારવાને ખાતર કાઢયા કરાય. હજુ લખ્યા કરવાનું મન થાય છે. પણ હવે બસ. તા. ૧૩-૧૧-'૩૦

# અધ્યાય ૫ મો

અર્જુન કહે છે: તમે જ્ઞાનને અધિક કહો છો એટલે હું સમજું છું કે કર્મ કરવાની જરૂર નથી, સંન્યાસ જ સારો. પણ વળી કર્મની પણ સ્તુતિ કરો છો એટલે યોગ જ સારો એમ લાગે છે. આ બેમાં વધારે સારું શું એ મને નિશ્ચયપૂર્વક કહો તો જ કંઈક શાંતિ વળે.

આ સાંભળીને ભગવાન બોલ્યા: સંન્યાસ એટલે જ્ઞાન અને કર્મયોગ એટલે નિષ્કામ કર્મ. એ બંને સારાં છે. પણ જો મારે પસંદગી જ કરવાની હોય તો હું કહું છું કે યોગ, એટલે અનાસક્તિપૂર્વક કર્મ, વધારે સારો છે. જે મનુષ્ય નથી કશાનો કે કોઈનો દ્વેષ કરતો, નથી કશી ઇચ્છા રાખતો ને સુખદુ:ખ, ટાઢતડકો

વગેરે દ્વંદ્વોથી અલગ રહે છે તે સંન્યાસી જ છે,—પછી તે કર્મ કરતો હોય કે ન કરતો હોય. આવો માણસ સહેજે બંધનમુક્ત થાય છે. અજ્ઞાની જ્ઞાનને અને યોગને નોખાં ગણે છે, જ્ઞાની તેમ નથી ગણતા. બંનેમાંથી એક જ પરિણામ નીપજે છે, એટલે કે બંનેથી તે જ સ્થાન મળે છે. તેથી જે બંનેને એકરૂપે ઓળખે છે તે જ ખરો જાણનાર છે. કેમ કે જેને શુદ્ધ જ્ઞાન છે તે સંકલ્પમાત્રથી કાર્યસિદ્ધિ પામે છે, એટલે બાહ્ય કર્મ કરવાની તેને જરૂર નથી રહેતી. જનકપુરી બળતી હતી ત્યારે બીજાઓનો ધર્મ આગ ઓલવવા જવાનો હતો જનકના સંકલ્પમાં જ તે આગ ઓલવવાનો ફાળો મળતો હતો, કેમ કે તેના સેવકો તેને આધીન હતા. તે ઘડો પાણી લઈને દોડત તો સમૂળગું નુકસાન થાત. બીજા તેની સામું જોયા કરત ને પોતાનું કર્તવ્ય ભૂલત, ને ભલા થાત તો હાંફળાફાંફળા થઈ જનકની રક્ષા કરવા દોડત. પણ બધાથી ઝટ જનક થવાતું નથી.

જનકની સ્થિતિ બહુ દુર્લભ છે. કરોડોમાંથી એકને ઘણા જન્મની સેવાને લીધે તે પ્રાપ્ત થઈ શકે. એ પ્રાપ્ત થયે કંઈ વિશેષ શાંતિ છે એમ પણ નથી. ઉત્તરોત્તર નિષ્કામ કર્મ કરતા મનુષ્યનું સંકલ્પબળ વધતું જાય છે ને બાહ્ય કર્મ ઓછાં થતાં જાય છે. એની ખરું જોતાં એને ખબર પણ નથી પડતી એમ કહી શકાય. એને સારુ એનો પ્રયત્ન પણ નથી હોતો. એ તો સેવાકાર્યમાં જ નિમગ્ન રહે છે, ને તેમ રહે તો સેવાશક્તિ એટલી બધી વધે છે કે તે સેવા-માંથી થાક લેતો જણાતો જ નથી. તેથી છેવટે તેના સંકલ્પમાં જ સેવા આવી જાય છે, જેમ બહુ ગતિમાન વસ્તુ સ્થિર જેવી લાગે છે તેમ. આવો મનુષ્ય કંઈ કરતો નથી એમ કહેવું દેખીતું અયોગ્ય છે. પણ આવી સ્થિતિ સામાન્ય રીતે કલ્પી જ શકાય છે, અનુભવાતી નથી. તેથી મેં કર્મયોગને વિશેષ કહ્યો છે. કરોડો નિષ્કામ કર્મમાંથી જ સંન્યાસનું ફળ મેળવે છે. તેઓ સંન્યાસી થવા જાય તો

બાવાના બેય બગડ્યા જેવું થાય. સંન્યાસી થવા જતાં મિથ્યાચારી થવાનો પૂરો સંભવ છે; ને કર્મમાંથી તો પડ્યા જ એટલે બધું ખોયું. પણ જે માણસ અનાસક્તિપૂર્વક કર્મ કરતો શુદ્ધ થયો છે, જેણે પોતાના મનને જીત્યું છે, જેણે પોતાની ઇંદ્રિયોને કાબૂમાં રાખી છે, જેણે બધા જીવોની સાથે પોતાનું ઐક્ય સાધ્યું છે ને બધાને પોતાના જેવા જ ગણે છે, તે કર્મ કરતો છતો તેનાથી અલગ રહે છે, એટલે કે બંધનમાં નથી પડતો. આવો માણસ બોલવા ચાલવા વગેરેની ક્રિયા કરતો છતો, તેની ક્રિયાઓ ઇંદ્રિયો પોતાના ધર્મ પ્રમાણે કરે છે એમ જણાય છે; પોતે કંઈ નથી કરતો. શરીરે આરોગ્યવાન મનુષ્યની ક્રિયાઓ સ્વાભાવિક હોય છે. તેની હોજરી ઇત્યાદિ પોતાની મેળે કામ કરે છે; તેમાં તેને ધ્યાન દેવાપણું નથી હોતું. તેમ જ જેનો આત્મા આરોગ્યવાન છે તે શરીરમાં રહ્યો છતો પોતે અલિપ્ત છે, કંઈ નથી કરતો, એમ કહી શકાય તેથી મનુષ્યે બધાં કર્મો

બ્રહ્માર્પણ કરવાં, બ્રહ્મને જ નિમિત્તે કરવાં. એટલે તે કરતો છતો પાપપુણ્યનો પુંજ નહિ રચે, પાણીમાં રહેલા કમળની જેમ કોરો ને કોરો રહેશે. એટલે જેણે અનાસક્તિ કેળવી છે એ યોગી કાયાથી, મનથી, બુદ્ધિથી કાર્ય કરતો છતો સંગરહિત થઈને, હુંપણું છોડીને વર્તે છે ને શુદ્ધ થાય છે અને શાંતિ પામે છે. બીજો અયોગી પરિણામમાં પરોવાયેલો રહેવાથી કેદીની જેમ પોતાની કામનાઓમાં બંધાયેલો રહે છે. આ નવ દરવાજાવાળા દેહરૂપી શહેરમાં બધાં કર્મોનો મનથી ત્યાગ કરીને પોતે કંઈ કરતો કરાવતો નથી એમ યોગી સુખે રહે. સંસ્કારી સંશુદ્ધ આત્મા નથી પાપ કરતો, નથી પુણ્ય કરતો. જેણે કર્મમાંથી આસક્તિ ખેંચી લીધી છે, અહંભાવનો નાશ કર્યો છે, ફળનો ત્યાગ કર્યો છે તે જડવત્ થઈ વર્તે છે, નિમિત્તમાત્ર બને છે; તેને પાપપુણ્યનો સ્પર્શ કેમ થઈ શકે? એથી ઊલટું, જેઓ અજ્ઞાનમાં પડ્યા છે તે રોજ ગણતરી કરે છે, 'આટલું પુણ્ય કર્યું',

આટલું પાપ કર્યું, અને એમ કરતો તે રોજ ખાડામાં ઊતરતો જાય છે ને છેવટે તેને ભાગે પાપ જ રહી જાય છે. પણ જે જ્ઞાન વડે પોતાના અજ્ઞાનનો રોજ નાશ કરતો જાય છે તેનાં કાર્યમાં રોજ નિર્મળતા વધતી જાય છે, જગતની નજરે તેનાં કર્મોમાં પૂર્ણતા અને પુણ્યતા હોય છે. આવા મનુષ્યનાં બધાં કર્મો સ્વાભાવિક જોવામાં આવે છે. આવો મનુષ્ય સમદર્શી હોય છે. તેને મન વિદ્યા અને વિનય-વાળો, બ્રહ્મને જાણનારો બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો, વિવેકહીન–પશુ કરતાં પણ ઊતરી ગયેલો એવો મનુષ્ય–આ બધાં સરખાં છે. એટલે કે બધાંની તે એક સરખે ભાવે સેવા કરશે–એકને મોટો ગણી તેને માન આપશે ને બીજાને તુચ્છ ગણી તુચ્છકારશે નહિ. અનાસક્ત પોતાને બધો કરજદાર ગણશે અને સહુને પોતપોતાનું લેણું ચૂકવશે અને પૂર્ણ ન્યાય કરશે. આવા મનુષ્યે અહીં જ જગતને જીતી લીધું છે અને તે બ્રહ્મમય છે. એનું કોઈ પ્રિય કરે તેથી તે

ફુલાતો નથી. કોઈ ગાળ દે તેથી તે દુભાતો નથી. આસક્તિવાળો પોતાનું સુખ બહારથી શોધે છે, અનાસક્તને નિરંતર અંતરમાંથી શાંતિ મળે છે, કેમ કે તેણે બહારથી જીવને ખેંચી લીધો છે, ઇંદ્રિયજન્ય ભોગોમાત્ર દુ:ખનાં કારણ છે. મનુષ્યે કામક્રોધ ઇત્યાદિથી થતા ઉપદ્રવો સહન કરી લેવા ઘટે છે. અનાસક્ત યોગી બધાં પ્રાણીઓનાં હિતને વિષે જ મચ્યા રહે છે. તે શંકાઓથી પીડાતા નથી. આવો યોગી બાહ્ય જગતથી નિરાળો રહે છે, પ્રાણાયામાદિના પ્રયોગો કરી અંતર્ધ્યાન થવા મથે છે અને ઇચ્છા, ભય ક્રોધાદિથી વેગળો રહે છે. તે મને જ બધાનો મહેશ્વર, મિત્ર તરીકે યજ્ઞાદિના ભોક્તા તરીકે જાણે છે ને શાન્તિ મેળવે છે.

# અધ્યાય ૬ ઠ્ઠો

યરોડા મંદિર
તા. ૧૬–૧૨–'૩૦
મંગળપ્રભાત

શ્રી ભગવાન કહે છે: કર્મફળને છોડીને જે મનુષ્ય કર્તવ્ય કર્મ કરે છે તે સંન્યાસી કહેવાય અને યોગી પણ કહેવાય. ક્રિયામાત્રનો ત્યાગ કરી બેસે તે આળસુ છે. ખરી વાત મનના ઘોડા દોડાવવાનું કામ છોડવાની છે. જે યોગ એટલે સમત્વ સાધવા માગે છે તેને કર્મ વિના ચાલે જ નહિ. જેને સમત્વ પ્રાપ્ત થયું છે એ શાન્ત જોવામાં આવશે, એટલે કે તેના વિચારમાત્રમાં કર્મનું બળ આવ્યું હોય છે. જ્યારે મનુષ્ય ઇંદ્રિયના વિષયોમાં કે કર્મમાં

રાચતો નથી અને મનના તરંગોમાત્રને છોડી દે છે ત્યારે તેણે યોગ સાધ્યો — તે યોગારૂઢ થયો — કહેવાય.

આત્માનો ઉદ્ધાર આત્મા વડે જ થાય. તેથી કહી શકાય કે પોતે જ પોતાનો શત્રુ બને છે કે મિત્ર બને છે. જેણે મનને જીત્યું છે તેનો આત્મા મિત્ર છે, જેણે મનને જીત્યું નથી તેનો આત્મા શત્રુ છે. જેણે મનને જીત્યું છે તેની ઓળખ એ કે તેને ટાઢ–તડકો, સુખ–દુઃખ, માન–અપમાન બધાં એક સરખાં હોય. જેને જ્ઞાન છે, જેને અનુભવ છે, જે અવિચલ છે, જેણે ઇંદ્રિયો ઉપર જય મેળવ્યો છે ને જેને સોનું, માટી કે પથ્થર સમાન લાગે છે તેનું નામ યોગી. એવો મનુષ્ય શત્રુ, મિત્ર, સાધુ, અસાધુ વગેરે પ્રત્યે સમભાવ રાખે છે. આવી સ્થિતિને પહોંચવા સારુ મન સ્થિર કરવું, વાસનાઓનો ત્યાગ કરવો, એકાંતમાં બેસી પરમાત્માનું ધ્યાન ધરવું. કેવળ આસનાદિ કર્યાથી બસ નથી. સમત્વને પહોંચવા ઇચ્છનારે

બ્રહ્મચર્યાદિ મહાવ્રતોનું સારી રીતે પાલન કરવું જોઈએ. એમ આસનબદ્ધ થયેલ યમનિયમોનું પાલન કરતો મનુષ્ય પોતાનું મન પરમાત્મામાં સ્થિર કરે એટલે તેને પરમ શાંતિ મળે છે.

આવું સમત્વ અકરાંતિયાંની જેમ જમનારને તો ન જ મળે, પણ નકરા ઉપવાસથીયે ન મળે; બહુ ઊંઘનારને ન મળે, તેમ ઉજાગરા કરવાથી પણ ન મળે. સમત્વ પામવા ઇચ્છનારે તો બધામાં—ખાવામાં, પીવામાં ઊંઘવાજાગવામાં પણ પ્રમાણ જાળવવું જોઈએ. એક દિવસે બહુ ખાધું ને બીજે દિવસે ઉપવાસ, એક દિવસે ખૂબ ઊંઘી બીજે દિવસે ઉજાગરો, એક દિવસે ખૂબ કામ કરી બીજે દિવસે આળસ કરવું, એ યોગની નિશાની જ નથી. યોગી તો સદાયે સ્થિરચિત્ત હોય ને કામના-માત્રનો તેણે સહેજે ત્યાગ કર્યો હોય. એવા યોગીની સ્થિતિ વાયુ ન હોય તેવી જગ્યામાં જેમ દીવો સ્થિર રહે છે તેવી હોય છે. તેને જગતમાં બનતા ખેલો અથવા તેના મનમાં

ઊઠતા વિચારોનાં મોજાં આમ તેમ અફળાવી શકતાં નથી. આ યોગ ધીરે ધીરે પણ દૃઢતાપૂર્વક પ્રયત્ન કરવાથી સાધી શકાય છે. મન ચંચળ છે તેથી તે આમ તેમ દોડે છે, તેને ધીમે ધીમે સ્થિર કરવું ઘટે છે. તે સ્થિર થાય તો જ શાંતિ મળે. આમ મનને સ્થિર કરવા સારુ નિરંતર આત્માનું ચિંતવન રાખવું. આવો મનુષ્ય બધા જીવોને પોતાને વિષે જુએ છે ને પોતાને બધાને વિષે જુએ છે. કેમ કે તે મને બધાને વિષે ને બધાને મારે વિષે જુએ છે. મારામાં જે લીન થયો છે, જે મને બધેય જુએ છે તે 'પોતે' મટયો છે; એટલે ગમે તે કરતો છતાં મારામાં જ પરોવાયેલો રહે છે. એટલે તેને હાથે ન કરવાનું કંઈ કદી થનાર જ નથી.

અર્જુનને આવો યોગ કઠણ લાગ્યો ને તે બોલી ઊઠયો: આ આત્મસ્થિરતા કેમ પમાય? મન તો વાંદરા જેવું છે. પવન દબાવાય તો મન દબાવાય. આવું મન કેમ ને ક્યારે વશમાં આવે?

ભગવાને ઉત્તર વાળ્યો: તું કહે છે એ સાચું છે. પણ રાગદ્વેષ જીતવાથી ને પ્રયત્ન કરવાથી કઠણ છે તે સહેલું કરી શકાય છે. મન જીત્યા વિના યોગ ન સધાય એ વિશે શંકા નથી.

ત્યારે વળી અર્જુન પૂછે છે: ધારો કે મનુષ્યને શ્રદ્ધા છે પણ તેનો પ્રયત્ન મંદ છે, તેથી તે સફળ નથી થતો. આવા માણસની કેવી ગતિ થાય? તે છૂટા પડેલા વાદળાની જેમ નાશ નથી પામતો?

ભગવાન બોલ્યા: એવા શ્રદ્ધાળુનો નાશ થાય જ નહિ. કલ્યાણમાર્ગ લેનારની અવગતિ ન જ થાય. એવો માણસ મરણ પછી પુણ્યલોકમાં કર્મ પ્રમાણે વસી પાછો પૃથ્વી પર આવે છે ને પવિત્ર ઘરમાં જન્મ પામે છે. આવો જન્મ લોકોમાં દુર્લભ છે. આવે ઘેર તેના પૂર્વના શુભ સંસ્કારનો ઉદય થાય છે, તેનો હવેનો પ્રયત્ન તીવ્ર બને છે, ને છેવટે તે સિદ્ધિ પામે છે. આમ પ્રયત્ન કરતા, કોઈ વહેલા ને કોઈ અનેક જન્મ પછી, પોતાની શ્રદ્ધા ને

પ્રયત્નના બળ પ્રમાણે, સમત્વને પામે છે. તપ, જ્ઞાન, કર્મકાંડનાં કર્મો — આ બધાં કરતાં સમત્વ વિશેષ છે, કેમ કે તપાદિમાંથી પણ છેવટે તો સમતા જ નીકળવી જોઈએ. તેથી તું સમત્વ પામ ને યોગી થા. તેમાં પણ જે પોતાનું સર્વસ્વ મને અર્પે છે ને શ્રદ્ધાપૂર્વક મારી જ આરાધના કરે છે તેને શ્રેષ્ઠ સમજ.

આ અધ્યાયમાં પ્રાણાયામ આસનાદિની સ્તુતિ છે. પણ યાદ રાખવાનું છે કે તેની સાથે જ બ્રહ્મચર્યની એટલે બ્રહ્મને પામવાના યમનિયમાદિના પાલનની આવશ્યકતા ભગવાને કહી છે. આસનાદિ એકલી ક્રિયાથી કદી સમત્વને ન પમાય એ સમજી લેવાની જરૂર છે. આસન પ્રાણાયામાદિ મનને સ્થિર કરવામાં, એકાગ્ર કરવામાં થોડીક મદદ કરે, જો તે હેતુથી તે ક્રિયાઓ થતી હોય તો. નહિ તો તેને બીજા શારીરિક વ્યાયામની જેમ સમજી

તેની શરીર પૂરતી જ કિંમત આંકવી. શારીરિક વ્યાયામરૂપે પ્રાણાયામાદિનો બહુ ઉપયોગ છે અને વ્યાયામોમાં આ વ્યાયામ સાત્ત્વિક છે એમ મારી માન્યતા છે. શારીરિક દૃષ્ટિએ એ કેળવવા યોગ્ય છે. પણ તે વડે સિદ્ધિઓ મેળવવા અને ચમત્કારો જોવાને અર્થે આ ક્રિયાઓ કરાય છે, એથી લાભને બદલે હાનિ થતી મેં જોઈ છે. આ અધ્યાય ત્રીજા, ચોથા ને પાંચમાના ઉપસંહારરૂપે સમજવાલાયક છે, ને પ્રયત્નશીલને આશ્વાસન આપે છે. આપણે હારીને સમતા મેળવવાનો પ્રયત્ન કદી ન છોડીએ.

# અધ્યાય ૭મો

તા. ૨૩-૧૨-'૩૦

મંગળપ્રભાત:

ભગવાન બોલ્યા: હે રાજા, મારામાં ચિત્ત પરોવીને અને મારો આશ્રય લઈને કર્મ-યોગ આચરતો મનુષ્ય નિશ્ચયપૂર્વક મને સંપૂર્ણ રીતે કેમ ઓળખી શકે એ હું તને કહીશ. આ અનુભવવાળું જ્ઞાન હું તને કહીશ તે પછી બીજું કંઈ જાણવાનું બાકી નહિ રહે. હજારોમાંથી કોઈક જ તે મેળવવાનો પ્રયત્ન કરે છે ને પ્રયત્ન કરનારમાંથી કોઈક જ સફળ થાય છે.

પૃથ્વી, પાણી, આકાશ, તેજ અને વાયુ તથા મન, બુદ્ધિ ને હુંપણું એવી આઠ પ્રકારની એક મારી પ્રકૃતિ છે. તે અપરા પ્રકૃતિ

કહેવાય અને બીજી તે પરા પ્રકૃતિ છે. એ જીવરૂપ છે. આ બે પ્રકૃતિમાંથી એટલે દેહજીવના સંબંધથી આખું જગત થયું છે. તેથી બધાનાં ઉત્પત્તિ અને નાશનું કારણ હું છું. જેમ માળાને આધારે તેના મણકા રહેલા છે તેમ જગત મારે આધારે રહેલું છે. એટલે કે પાણીમાં રસ તે હું છું, સૂર્યચંદ્રનું તેજ હું, વેદોનો ઓંકાર હું, આકાશનો અવાજ હું, પુરુષોનું પરાક્રમ હું, માટીમાં સુગંધી હું, અગ્નિનું તેજ હું, પ્રાણીમાત્રનું જીવન હું, તપસ્વીનું તપ હું, બુદ્ધિવાળાની બુદ્ધિ હું, બળવાનનું શુદ્ધ બળ હું, જીવમાત્રમાં રહેલી ધર્મની વિરોધી નહિ એવી કામના હું. ટૂંકામાં સત્ત્વ, રજસ અને તમસમાંથી ઉત્પન્ન થતા જે જે ભાવો છે તે બધા મારામાંથી ઉત્પન્ન થયેલા જાણ, અને તે મારે આધારે જ રહી શકે છે. આ ત્રણ ભાવમાં કે ગુણોમાં રચીપચી રહેલા લોક મને અવિનાશીને ઓળખી શકતા નથી એવી મારી ત્રિગુણી માયા છે. તેને તરી જવી કઠણ છે.

પણ જેઓ મારું શરણ લે તે એ માયાને એટલે ત્રણ ગુણોને વટી શકે છે.

પણ જેના આચારવિચારનું ઠેકાણું નથી એવા મૂઢ લોકો મારું શરણ ક્યાંથી શોધે? તે તો માયામાં પડી રહી અંધારામાં જ ફર્યાં કરે છે ને જ્ઞાન પામતા નથી. પણ સારા આચારવાળા મને ભજે છે. આમાંથી કોઈ પોતાનું દુઃખ મટાડવા મને ભજે છે, કોઈ મને ઓળખવાની ઇચ્છાથી ભજે છે, કોઈ કંઈક મેળવવાની ઇચ્છાથી ભજે છે, અને કોઈ કર્તવ્ય સમજી જ્ઞાનપૂર્વક મને ભજે છે, મને ભજવો એટલે મારા જગતની સેવા કરવી. તેમાં કોઈ દુઃખને માર્યે, કોઈ કંઈ લાભ મેળવવા, કોઈ ચાલો જોઈએ શું થાય છે એમ સમજી સેવા કરે છે; ને કોઈ સમજપૂર્વક, તે વિના રહી જ ન શકે તેથી, સેવાપરાયણ રહે છે. આ છેલ્લા મારા જ્ઞાની ભક્ત છે ને મને બધાં કરતાં વધારે પ્રિય છે એમ કહેવાય. અથવા કહો કે તે મને વધારેમાં વધારે ઓળખે છે ને

મારી નજીકમાં નજીક છે. આવું જ્ઞાન ઘણા જન્મો પછી જ મનુષ્ય પામે છે અને તે પામ્યા પછી આ જગતમાં હું વાસુદેવ સિવાય બીજું તે જોતા જ નથી. પણ જેને કામનાઓ છે તે તો જુદા જુદા દેવતાઓને ભજે છે. અને જેવી જેની ભક્તિ તે પ્રમાણે ફળનો આપનાર તો હું જ છું. આવા ટૂંકી સમજવાળાને જે ફળ મળે છે તે પણ એવું જ ટૂંકું હોય છે, તેઓનો સંતોષ પણ તેટલામાં રહેલો હોય છે. આવા લોકો પોતાની ટૂંકી બુદ્ધિથી એમ માને છે કે મને તેઓ ઇંદ્રિયો વડે ઓળખી શકે છે; તેઓ નથી સમજતા કે મારું અવિનાશી અને અનુપમ સ્વરૂપ ઇંદ્રિયોથી પર છે ને હાથ, કાન, નાક, આંખ ઇત્યાદિ વડે ઓળખી શકાતું જ નથી. આમ હું બધી વસ્તુનો પેદા કરનારો છતાં મને અજ્ઞાની લોકો ઓળખી શકતા નથી એ મારી યોગમાયા જાણ. રાગદ્વેષ વડે સુખદુઃખાદિ થયાં જ કરે છે ને તેથી જગત મૂર્છામાં—મોહમાં રહે છે. પણ જેઓ તેમાંથી

છૂટચા છે ને જેઓના આચારવિચાર નિર્મળ થયા છે તેઓ તો પોતાના વ્રતમાં નિશ્ચળ રહીને મને જ નિરંતર ભજે છે. તેઓ પૂર્ણ બ્રહ્મરૂપે, સર્વ પ્રાણીઓમાં નોખા નોખા લાગતા જીવરૂપે રહેલા મને અને મારાં કર્મને જાણે છે. આમ જેઓ મને અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ-રૂપે ઓળખે છે ને તેથી સમત્વને પામ્યા છે તેઓ મૃત્યુ પછી જન્મમરણના બંધનમાંથી મુક્ત થાય છે, કેમ કે આટલું જાણ્યા પછી તેમનું મન બીજે ભમતું નથી ને આખું જગત ઈશ્વરમય જોઈ તેઓ ઈશ્વરમાં જ સમાઈ જાય છે.

## અધ્યાય ૮મો

તા. ૨૯-૧૨-'૩૦
સોમપ્રભાત

અર્જુન પૂછે છે: તમે પૂર્ણબ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞનાં નામ દીધાં, પણ એ બધાના અર્થ હું સમજ્યો નથી. વળી તમે કહો છો કે તમને અધિભૂતાદિરૂપે જાણનારા સમત્વને પામેલા મરણ સમયે ઓળખે છે. આ બધું મને સમજાવો.

ભગવાને ઉત્તર આપ્યો: જે સર્વોત્તમ નાશરહિત સ્વરૂપ છે તે પૂર્ણબ્રહ્મ અને પ્રાણીમાત્રમાં કર્તાભોક્તારૂપે દેહ ધારણ કરી રહેલ છે તે અધ્યાત્મ. પ્રાણીમાત્રની ઉત્પત્તિ જે ક્રિયાથી થાય છે તેનું નામ કર્મ: એટલે એમ પણ કહેવાય કે જે ક્રિયાથી ઉત્પત્તિમાત્ર થાય

છે તે કર્મ. અધિભૂત તે મારું નાશવંત દેહસ્વરૂપ અને અધિયજ્ઞ તે યજ્ઞ વડે શુદ્ધ થયેલું પેલું અધ્યાત્મ સ્વરૂપ. આમ દેહરૂપે, મૂર્છિત જીવરૂપે, શુદ્ધ જીવરૂપે અને પૂર્ણ બ્રહ્મરૂપે બધેય હું જ છું. અને આવો હું તેનું જે મરણ સમયે ધ્યાન ધરે, પોતાને ભૂલી જાય, કોઈ પ્રકારની ચિંતા ન કરે, ઇચ્છા ન કરે તે મારા સ્વરૂપને પામે જ એમાં શંકા ન કરતો જે સ્વરૂપનું મનુષ્ય નિત્ય ધ્યાન ધરતો હોય ને અંતકાળે પણ તેનું જ ધ્યાન હોય તો તે સ્વરૂપને તે પામે છે. અને તેથી જ તું નિત્ય મારું જ સ્મરણ કરતો રહેજે. મારામાં જ મનબુદ્ધિ પરોવી રાખજે. એટલે મને જ પામીશ. આમ ચિત્ત સ્થિર ન થાય એમ તું કહેશે. તો જાણ કે રોજના અભ્યાસથી, રોજના પ્રયત્નથી એમ એકધ્યાન થવાય જ છે, કેમ કે હમણાં જ તને કહ્યું કે દેહધારી પણ મૂળ વિચારતાં મારું જ સ્વરૂપ છે. તેથી મનુષ્યે પહેલેથી જ તૈયારી કરવી કે જેથી મરણ સમયે મન ચળે નહિ, ભક્તિમાં લીન રહે, પ્રાણને

સ્થિર રાખે, અને સર્વજ્ઞ, પુરાતન, નિયંતા, સૂક્ષ્મ છતાં બધાનું પાલન કરવાની શક્તિ ધરાવનાર, જેનું ચિંતવન કરતાંયે ઝટ ઓળખી ન શકાય એવા, સૂર્ય જેવા અંધારું–અજ્ઞાન મટાડનાર પરમાત્માનું જ સ્મરણ કરે.

આ પરમ પદને વેદો અક્ષરબ્રહ્મ નામે ઓળખે છે, રાગદ્વેષાદિનો ત્યાગ કરનારા મુનિઓ તેને પામે છે, અને તે પદ પામવાની ઇચ્છા રાખનારા સહુ બ્રહ્મચર્યનું પાલન કરે છે, એટલે કાયાને, વાચાને અને મનને અંકુશમાં રાખે છે, વિષયો માત્રનો ત્રણેય રીતે ત્યાગ કરે છે. ઇંદ્રિયોને સમેટી લઈને ૐનું ઉચ્ચારણ કરતાં મારું જ ચિંતવન કરતાં જે સ્ત્રી પુરુષ દેહ છોડે છે તે પરમ પદને પામે છે. એવાંઓનું ચિત્ત બીજે ક્યાંય ભમે જ નહિ. અને આમ મને પામનારને, દુઃખનું ઘર એવો જન્મ ફરી પામવાપણું નથી રહેતું. આ જન્મમરણના ચક્રમાંથી છૂટવાનો ઉપાય મને પામવો એ જ છે.

પોતાના સો વર્ષના જીવનકાળથી માણસ કાળનું માપ કરે છે ને તેટલા સમયમાં હજારો જાળ પાથરે છે. પણ કાળ તો અનંત છે. હજારો યુગ એટલે બ્રહ્માનો એક દિવસ જાણ. આમાં મનુષ્યના એક દિવસની કે સો વર્ષની શી કિંમત? એટલા અલ્પ કાળની ગણતરીઓ કરીને ફોકટ ફાંફાં શાં મારવાં? આ અનંત કાળચક્રમાં માણસનું જીવન ક્ષણમાત્ર જેવું છે તેમાં તો તેને ઈશ્વરધ્યાન જ શોભે. તે ક્ષણિક ભોગોની પાછળ કેમ દોડે? બ્રહ્માનાં રાતદિવસમાં ઉત્પત્તિ ને નાશ ચાલ્યાં જ કરે છે અને ચાલ્યાં કરશે.

ઉત્પત્તિલય કરનાર બ્રહ્મા તે પણ મારો જ ભાવ છે. અને તે અવ્યક્ત છે, ઇંદ્રિયોથી કળી નથી શકાતો. આથી પણ પર એવું મારું બીજું અવ્યક્ત સ્વરૂપ છે તેનું કંઈક વર્ણન મેં તારી આગળ કર્યું. તેને જે પામે તેનાં જન્મ મરણ ટળે. કેમ કે એ સ્વરૂપને રાત્રિ–દિવસ જેવું દ્વંદ્વ નથી, એ કેવળ શાંત

અચળ સ્વરૂપ છે. એનાં દર્શન અનન્ય ભક્તિથી જ થાય. એને જ અધારે આખું જગત છે ને બધે વ્યાપીને તે સ્વરૂપ રહેલું છે.

એમ કહેવાય છે કે ઉત્તરાયણના અજવાળિયાના દહાડામાં જે મરણ પામે છે તે ઉપર પ્રમાણે સ્મરણ કરતાં મને પામે છે, અને દક્ષિણાયનમાં, અંધારિયામાં, રાત્રિના મરણ પામે છે તેને પુનર્જન્મના ફેરા બાકી રહે છે. આનો અર્થ એમ કરાય કે ઉત્તરાયણ ને શુક્લપક્ષ એ નિષ્કામ સેવામાર્ગ અને દક્ષિણાયન ને કૃષ્ણપક્ષ તે સ્વાર્થમાર્ગ. સેવામાર્ગે મુક્તિ અને સ્વાર્થમાર્ગે બંધન. સેવામાર્ગ તે જ્ઞાનમાર્ગ, સ્વાર્થમાર્ગ તે અજ્ઞાનમાર્ગ. જ્ઞાનમાર્ગે ચાલનારને મોક્ષ, અજ્ઞાન માર્ગે ચાલનારને બંધન. આ બે માર્ગને જાણ્યા પછી મોહમાં રહી અજ્ઞાન માર્ગને કોણ પસંદ કરશે? આટલું જાણ્યા પછી મનુષ્યમાત્રે બધાં પુણ્યફળ છોડી, અનાસક્ત રહી, કર્તવ્યમાં જ પરાયણ રહી, મેં કહ્યું તે ઉત્તમ સ્થાન મેળવવાનો જ પ્રયત્ન કરવો ઘટે છે.

# અધ્યાય ૯મો

તા. ૫-૧-'૩૧
સોમપ્રભાત

ગયા અધ્યાયના છેલ્લા શ્લોકમાં યોગીનું ઉચ્ચ સ્થાન વર્ણવ્યું એટલે હવે ભક્તિનો મહિમા ભગવાને બતાવવો જ રહ્યો. કેમ કે ગીતાનો યોગી એ શુષ્કજ્ઞાની નહિ, વેવલો ભક્ત પણ નહિ. ગીતાનો યોગી જ્ઞાન અને ભક્તિમય અનાસક્ત કર્મ કરનારો. તેથી ભગવાન કહે છે: તારામાં દ્વેષ નથી એથી તને હું ગુહ્ય જ્ઞાન કહું છું કે જે પામ્યાથી તારું કલ્યાણ થાય. એ જ્ઞાન સર્વોપરી છે, પવિત્ર છે ને આચારમાં સહેલાઈથી મૂકી શકાય એવું છે. આને વિષે જેને શ્રદ્ધા ન હોય તે મને પામી ન શકે. મનુષ્યપ્રાણી મારું સ્વરૂપ ઇંદ્રિયો વડે પારખી નથી શકતાં છતાં

આ જગતમાં તે વ્યાપક છે. જગત તેને આધારે નભે છે. તે જગતને આધારે નથી. વળી એક રીતે એમ પણ કહેવાય છે કે આ પ્રાણીઓ મારામાં નથી ને હું તેમનામાં નથી. જો કે હું તેમની ઉત્પત્તિનું કારણ છું ને તેમનો પોષણકર્તા છું. તેઓ મારામાં નથી અને હું તેમનામાં નથી, કેમ કે તેઓ અજ્ઞાનમાં રહી મને જાણતાં નથી, તેઓમાં ભક્તિ નથી. આ મારો ચમત્કાર છે એમ તું જાણ.

પણ હું પ્રાણીઓમાં નથી એમ લાગે છતાં વાયુની જેમ બધે છવાઈ રહ્યો છું. અને બધા જીવો યુગનો અંત થતાં લય પામે છે ને આરંભ થતાં પાછા જન્મે છે. આ કર્મોનો કર્તા હું છું છતાં તે મને બંધન કરનારાં નથી, કેમ કે તેમને વિષે મને આસક્તિ નથી, તેમને વિષે હું ઉદાસીન છું. તે કર્મો થયા કરે છે કેમ કે એ મારી પ્રકૃતિ છે, મારો સ્વભાવ છે. પણ આવા મને લોકો ઓળખતા નથી તેથી તેઓ નાસ્તિક રહે છે, મારી હસ્તીનો જ ઇનકાર કરે છે. આવા લોકો ફોકટની

આશાઓના કિલ્લા રચે છે, તેમનાં કામો પણ નકામાં હોય છે અને તેઓ અજ્ઞાનથી ભરપૂર રહે છે તેથી આસુરી વૃત્તિવાળા કહેવાય. પણ જેઓ દૈવી વૃત્તિવાળા છે તે મને અવિનાશી અને સરજનહાર જાણીને મને ભજે છે. તેઓના નિશ્ચય દૃઢ હોય છે, તેઓ નિત્ય પ્રયત્નવાન રહે છે, મારાં ભજન કીર્તન કરે છે અને મારું ધ્યાન ધરે છે. વળી કેટલાક હું એક જ છું એમ માનનારા છે. કેટલાક મને બહુરૂપે માને છે. મારા અનંત ગુણો છે એટલે બહુરૂપે માનનાર નોખા ગુણોને નોખે રૂપે જુએ છે. પણ એ બધા ભક્ત જાણ.

યજ્ઞનો સંકલ્પ હું, યજ્ઞ હું, પિતરોનો આધાર હું, યજ્ઞની વનસ્પતિ હું, મંત્ર હું, આહુતિ હું, હવનમાં મુકાતું દ્રવ્ય હું, અગ્નિ હું, આ જગતનો પિતા હું, માતા હું, જગત ધારણ કરનાર હું, પિતામહ હું, જાણવાયોગ્ય પણ હું, ઓમ્‌કાર મંત્ર હું, ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ હું, ગતિ હું, પોષણ હું, પ્રભુ હું, સાક્ષી હું,

આશ્રય હું, કલ્યાણ ઇચ્છનાર પણ હું, ઉત્પત્તિ અને નાશ હું, ટાઢતડકો હું, સત્ અને અસત્ પણ હું.

જેઓ વેદમાં વર્ણવેલી ક્રિયાઓ કરે છે તે ફળપ્રાપ્તિને સારુ. એટલે તેઓ ભલે સ્વર્ગ પામે, પણ તેઓને જન્મમરણના ફેરા તો રહે જ છે. પણ જે આ એક જ ભાવે મારું ચિંતવન કર્યા કરે છે અને મને જ ભજે છે તેઓનો બધો ભાર હું ઉઠાવું છું. તેઓની હાજતો હું પૂરી પાડું છું ને તેમને હું જ સાચવી રાખું છું. બીજા કેટલાક બીજા દેવતાઓને વિષે શ્રદ્ધા રાખી તેમને ભજે છે તેમાં અજ્ઞાન છે. છતાં છેવટે તો તે પણ મને જ ભજનારા ગણાય. કેમ કે યજ્ઞમાત્રનો હું જ સ્વામી છું. પણ મારી આ વ્યાપકતાને ન જાણી તેઓ છેવટની સ્થિતિને પહોંચી શકતા નથી. દેવતાને પૂજનારા દેવલોક પામે, પિતરોને પૂજનારા પિતૃલોકને પામે, ભૂતપ્રેતાદિને પૂજનારા તે લોકને પામે ને જ્ઞાનપૂર્વક મને ભજનારા મને પામે. એક

પાંદડું સરખુંયે જેઓ મને ભક્તિપૂર્વક અર્પે છે તેવા પ્રયત્નશીલ લોકોની ભક્તિનો હું સ્વીકાર કરું છું. તેથી જે કંઈ તું કરે તે બધું મને અર્પીને જ કરજે. એટલે શુભાશુભ ફળની જવાબદારી તારી ન રહી. તેં તો ફળમાત્રનો ત્યાગ કર્યો, એટલે તારે જન્મમરણના ફેરા ન રહ્યા. મને બધાં પ્રાણી સરખાં છે. એક પ્રિય અને બીજાં અપ્રિય એવું કંઈ નથી. પણ જેઓ મને ભક્તિપૂર્વક ભજે છે તે તો મારામાં છે ને હું તેમનામાં છું. એમાં પક્ષપાત નથી. પણ તેઓ પોતાની ભક્તિનું ફળ પામ્યાં. એ ભક્તિનો ચમત્કાર એવો છે કે જેઓ એક ભાવે મને ભજે છે તે દુરાચારી હોય તોયે સાધુ બની જાય છે. સૂર્યની આગળ જેમ અંધારું ન રહે તેમ મારી પાસે આવતાં જ મનુષ્યના દુરાચાર નાશ પામે છે. તેથી તું ખચીત જાણજે કે મારી ભક્તિ કરનાર કદી નાશ પામતા જ નથી. તે તો ધર્માત્મા થાય છે ને શાન્તિ ભોગવે છે. એ ભક્તિનો મહિમા એવો છે કે જેઓ પાપયોનિમાં

જન્મ પામ્યા ગણાય છે તેઓ અને નિરક્ષર એવાં સ્ત્રીઓ, વૈશ્યો ને શૂદ્રો જે મારો આશ્રય લે છે તે મને પામે જ છે. એટલે પુણ્યકર્મ કરનારા બ્રાહ્મણ ક્ષત્રિયોનું તો કહેવું જ શું? જે ભક્તિ કરે છે તેને તેનું ફળ મળે છે. એટલે તું અસાર સંસારમાં જન્મ પામ્યો છે તો મને ભજીને તેને તરી જા. તારું મન મારામાં પરોવી દે, મારો જ ભક્ત રહે, તારા યજ્ઞ પણ મારે અર્થે કર, તારા નમસ્કાર પણ મને જ પહોંચાડ; અને એમ મારામાં તું પરાયણ થશે ને તારા આત્માને મારામાં હોમી શૂન્યવત્ થઈ જઈશ તો તું મને જ પામશે.

મંગળપ્રભાત

નોંધ: આમાંથી આપણે જોઈએ છીએ કે ભક્તિ એટલે ઈશ્વરમાં આસક્તિ. અનાસક્તિ કેળવવાનો પણ આ સહેલામાં સહેલો ઉપાય છે. તેથી અધ્યાયના આરંભમાં પ્રતિજ્ઞા કરી કે ભક્તિ એ રાજયોગ છે ને સહેલો માર્ગ છે. હૃદયમાં વસે તો સહેલો, ન વસે તો વિકટ છે. એટલે તેને

'શીષ તણું સાટું' પણ ગણેલ છે. પણ એ તો 'દેખનારા દાઝે જોને', 'માંહી પડ્યા તે, મહાસુખ માણે.' કવિ લખે છે કે ઊકળતા તેલના પેણામાં સુધન્વા હસતા હતા અને બહાર ઊભેલા ધ્રૂજતા હતા. નંદ અંત્યજની અગ્નિપરીક્ષા થઈ ત્યારે તે અગ્નિમાં નાચતો હતો એવી કથા છે. આ બધું તે તે વ્યક્તિઓને વિષે બન્યું કે નહિ એ ખોળવાની આવશ્યકતા નથી. જે કોઈ પણ વસ્તુમાં લીન થાય છે તેની એવી જ સ્થિતિ હોય છે. તે પોતાપણું ભૂલી જાય છે. પણ પ્રભુને મૂકીને બીજામાં લીન કોણ થાય? 'સાકર શેલડીનો સ્વાદ તજીને કડવો લીમડો ઘોળ મા', 'સૂરજ ચંદ્રનું તેજ તજીને આગિયા સંગાતે ચિત્ત જોડ મા'. એટલે નવમો અધ્યાય બતાવે છે કે પ્રભુમાં આસક્તિ—એટલે ભક્તિ—વિના ફળની અનાસક્તિ અસંભવિત છે. છેલ્લો શ્લોક આખા અધ્યાયનો નિચોડ છે. ને તેનો અર્થ આપણી ભાષામાં, 'તું મારામાં સમાઈ જા' છે.

# અધ્યાય ૧૦ મો

તા. ૧૨-૧-'૩૧
સોમપ્રભાત

ભગવાન કહે છે: ફરી ભક્તોના હિતને સારુ કહું છું તે સાંભળ. દેવો અને મહર્ષિઓ સુધ્ધાં મારી ઉત્પત્તિ જાણતા નથી, કેમ કે મારે ઉત્પન્ન થવાપણું જ નથી. હું તેઓની અને બીજા બધાની ઉત્પત્તિનું કારણ છું. જે જ્ઞાની મને અજન્મ અને અનાદિરૂપે ઓળખે છે તે બધા પાપમાંથી મુક્ત થાય છે. કેમ કે પરમેશ્વરને એ રૂપે જાણ્યા પછી ને પોતાને તેની પ્રજા અથવા તેના અંશ તરીકે ઓળખ્યા પછી મનુષ્યની પાપવૃત્તિ રહી નથી શકતી.

પાપવૃત્તિનું મૂળ જ પોતાને વિષે રહેલું અજ્ઞાન છે.

જેમ પ્રાણીઓ મારાથી ઉત્પન્ન થયાં છે તેમ તેમના જુદા જુદા ભાવો, જેવા કે ક્ષમા, સત્ય, સુખ, દુઃખ, જન્મ–મૃત્યુ, ભય–અભય વગેરે પણ મારાથી ઉત્પન્ન થયા છે. આ બધું મારી વિભૂતિ છે એમ જાણનારમાં સહેજે સમતા ઉત્પન્ન થાય છે, કેમ કે તે અહંતાને છોડી દે છે. તેઓનું ચિત્ત મારામાં જ પરોવાયેલું રહે છે, તેઓ મને પોતાનું બધું અર્પણ કરે છે, એક બીજાની વચ્ચે મારે વિષે જ વાર્તાલાપ કરે છે, મારું જ કીર્તન કરે છે ને સંતોષ તથા આનંદથી રહે છે. એમ જેઓ મને પ્રેમપૂર્વક ભજે છે ને મારામાં જ જેમનું મન રહે છે તેમને હું જ્ઞાન આપું છું ને તે વડે તેઓ મને પામે છે.

ત્યારે અર્જુને સ્તુતિ કરી: તમે જ પરમ બ્રહ્મ છો, પરમ ધામ છો, પવિત્ર છો, ઋષિઓ વગેરે તમને આદિદેવ, અજન્મ, ઈશ્વર

રૂપે ભજે છે એમ તમે જ કહો છો. હે સ્વામી, હે પિતા! તમારું સ્વરૂપ કોઈ જાણતા નથી. તમે જ તમને જાણો છો. હવે તમારી વિભૂતિઓ મને કહો અને તમારું ચિંતવન કરતો કઈ રીતે તમને ઓળખી શકું તે કહો.

ભગવાને ઉત્તર આપ્યો: મારી વિભૂતિઓ અનંત છે તેમાંથી થોડી મુખ્ય તને કહી જાઉં. બધાં પ્રાણીઓના હૃદયમાં રહેલો હું છું. હું જ તેઓની ઉત્પત્તિ, તેઓનું મધ્ય ને તેઓનો અંત છું. આદિત્યોમાં વિષ્ણુ હું, ઉજ્જવળ વસ્તુઓમાં પ્રકાશ કરનો સૂર્ય હું, વાયુઓમાં મરીચિ હું, નક્ષત્રોમાં ચંદ્ર હું, વેદોમાં સામવેદ હું, દેવોમાં ઇંદ્ર હું, ઇંદ્રિયોમાં મન હું, પ્રાણીઓની ચેતનશક્તિ હું, રુદ્રોમાં શંકર હું, યક્ષરાક્ષસોમાં કુબેર હું, દૈત્યોમાં પ્રહ્લાદ હું, પશુઓમાં સિંહ હું, પક્ષીઓમાં ગરુડ હું, અરે છલ કરનારનું દ્યુત પણ મને જ જાણ. આ જગતમાં જે કંઈ થાય છે તે મારી રજા વિના થઈ જ નથી શકતું. સારું–નરસું પણ હું થવા દઉં છું ત્યારે

જ થાય છે. આમ જાણીને મનુષ્યે અભિમાન છોડવું ઘટે ને નરસાથી બચવું ઘટે, કેમ કે સારા—નરસાનું ફળ આપનાર પણ હું છું. તું એટલું જાણ કે આ જગત આખું મારી વિભૂતિના એક અંશમાત્રથી ટકી રહ્યું છે.

# અધ્યાય ૧૧ મો

તા. ૧૨–૧–'૩૧
સોમપ્રભાત

અર્જુને વિનંતિ કરી: હે ભગવાન! તમે મને આત્મા વિષે જે વચનો કહ્યાં તેથી મારો મોહ ટળ્યો છે. તમે જ બધું છો, તમે જ કર્તા છો, તમે જ સંહર્તા છો, તમે નાશરહિત છો. બની શકે એમ હોય તો તમારાં ઈશ્વરી રૂપનાં દર્શન મને કરાવો.

ભગવાન બોલ્યા: મારાં રૂપ હજારો છે ને અનેક રંગવાળાં છે. તેમાં આદિત્યો, વસુઓ, રુદ્રો વગેરે સમાયેલા છે. મારામાં આખું જગત–ચર અને અચર–સમાયેલું છે.

આ રૂપ તું તારાં ચર્મચક્ષુથી નહિ જોઈ શકે. તેથી હું તને દિવ્ય ચક્ષુ આપું છું તે વડે તું જો.

સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું: હે રાજન્! આમ ભગવાને અર્જુનને કહીને પોતાનું જે અદ્‌ભુત રૂપ દેખાડયું તેનું વર્ણન કર્યું જાય એમ નથી. આપણે તો રોજ એક સૂર્ય જોઈએ છીએ; પણ ધારો કે એવા હજારો સૂર્ય રોજ ઊગે છે તો તેમનું તેજ જેવું હોય તેના કરતાં પણ આ તેજ વધારે આંજે એવું હતું. એનાં આભૂષણ અને શસ્ત્રો પણ એવાં જ દિવ્ય હતાં. તેનાં દર્શન કરીને અર્જુનનાં રૂવાં ઊભાં થયાં, તેનું માથું ફરવા લાગ્યું અને ધ્રૂજતો ધ્રૂજતો તે સ્તુતિ કરવા લાગ્યો:

હે દેવ! તારા આ વિશાલ દેહમાં હું તો બધું ને બધાને જોઉં છું. બ્રહ્મા તેમાં છે, મહાદેવ તેમાં છે, તેમાં ઋષિઓ છે, સર્પો છે. તમારાં હાથ મોં ગણ્યાં ગણાતાં નથી. તમને આદિ નથી, અંત નથી, મધ્ય નથી. તમારું

રૂપ જાણે તેજનો પહાડ! જોતાં આંખ અંજાઈ જાય છે. ધગધગતા અંગારની જેમ તમે ઝગી રહ્યા છો ને તપી રહ્યા છો. તમે જ જગતનો આધાર છો, તમે જ પુરાણપુરુષ છો, તમે જ ધર્મના રક્ષક છો. જ્યાં જોઉં ત્યાં તમારા અવયવો જોઈ રહ્યો છું. સૂર્યચંદ્ર તો જાણે તમારી આંખો હોય નહિ એમ લાગે છે! તમે જ આ પૃથ્વી અને આકાશને વ્યાપી રહ્યા છો. તમારું તેજ આખા જગતને તપાવે છે. આ જગત થરથરી રહ્યું છે. દેવો, ઋષિઓ સિદ્ધો વગેરે બધા હાથ જોડી કાંપતા કાંપતા તમારી સ્તુતિ કરી રહ્યા છે. આ વિરાટ રૂપ ને આ તેજ જોઈ હું તો વ્યાકુળ બની ગયો છું, શાંતિ ને ધીરજ નથી રહેતાં. હે દેવ! પ્રસન્ન થાઓ. તમારી દાઢો વિકરાળ છે, તમારા મોંમાં જેમ દીવામાં પતંગિયાં પડે તેમ આ લોકો પડતા દેખું છું ને તમે તેમના ચૂરા કરી રહ્યા છો. આ ઉગ્રરૂપ તમે કોણ છો? તમારી પ્રવૃત્તિ નથી સમજી શકતો.

ભગવાન બોલ્યા: લોકોનો નાશ કરનારો હું કાળ છું. તું લડે કે ન લડે, આ બધાનો નાશ સમજજે. તું તો નિમિત્તમાત્ર છે.

અર્જુન બોલ્યો: હે દેવ! હે જગન્નિવાસ! તમે અક્ષર છો, સત્ છો, અસત્ છો, અને તેથી જે પર તે પણ તમે જ છો. તમે આદિદેવ છો, તમે પુરાણપુરુષ છો. તમે આ જગતના આશ્રય છો. તમે જ જાણવા યોગ્ય છો. વાયુ, યમ, અગ્નિ, પ્રજાપતિ પણ તમે જ છો. તમને હજારો નમસ્કાર હજો. હવે તમારું મૂળરૂપ ધારણ કરો.

આ ઉપરથી ભગવાને કહ્યું: તારી ઉપર પ્રસન્ન થઈને તને મારું વિશ્વરૂપ બતાવ્યું. વેદાભ્યાસથી, યજ્ઞથી, બીજાં શાસ્ત્રોના અભ્યાસથી, દાનથી, તપથી પણ આ રૂપ નથી જોવાતું, તે તેં આજે જોયું. એ જોઈને તું મૂંઝા મા. બીક છોડી શાંત થા ને મારું પરિચિત રૂપ જો. મારાં આ દર્શન દેવોને પણ દુર્લભ છે. એ દર્શન કેવળ શુદ્ધ ભક્તિથી

જ થઈ શકે છે. જે પોતાનાં બધાં કર્મ મને સમર્પે છે, મારામાં પરાયણ રહે છે, મારો ભક્ત બને છે, આસક્તિમાત્ર છોડે છે ને પ્રાણીમાત્રને વિષે પ્રેમમય રહે છે તે જ મને પામે છે.

## નોંધ:

દશમાની જેમ આ અધ્યાય પણ મેં જાણી જોઈને ટૂંકાવ્યો છે. આ અધ્યાય કાવ્યમય છે. તેથી તે કાં તો મૂળમાં અથવા તરજુમારૂપે જેવો છે તેવો જ વારંવાર વાંચવા યોગ્ય છે. તેથી ભક્તિનો રસ પેદા થવાનો સંભવ છે. તે રસ પેદા થયો છે કે નહિ એ જાણવાની કસોટી છેલ્લો શ્લોક છે. સર્વાર્પણ વિના ને સર્વવ્યાપક પ્રેમ વિના ભક્તિ નથી. ઈશ્વરના કાળરૂપનું મનન કરવાથી ને તેના મુખમાં સૃષ્ટિમાત્રને સમાઈ જવાનું છે—પ્રતિક્ષણ કાળનું આ કામ ચાલ્યા જ કરે છે—એનું ભાન આવવાથી સર્વાર્પણ અને જીવમાત્રની

સાથે ઐક્ય સહેજે થાય. ઇચ્છા અનિચ્છાએ એ મુખમાં આપણે અણધારેલી ક્ષણે પડવાનું છે. ત્યાં નાના મોટાનો, નીચા ઊંચાનો, સ્ત્રીપુરુષનો, મનુષ્ય–મનુષ્યેતરનો ભેદ રહેતો નથી. બધાં કાળેશ્વરનો એક કોળિયો છીએ એ જાણી આપણે કાં દીન, શૂન્યવત્ ન થઈએ કાં બધાની સાથે મૈત્રી ન કરીએ? એમ કરે તેને તે કાળસ્વરૂપ ભયંકર નહિ લાગે પણ શાંતિનું સ્થાન બનશે.

# અધ્યાય ૧૩ મો

ભગવાન બોલ્યા: આ શરીરનું બીજું નામ ક્ષેત્ર અને તેને જાણનાર તે ક્ષેત્રજ્ઞ. બધાં શરીરોમાં રહેલો હું તેને ક્ષેત્રજ્ઞ સમજ, અને ખરું જ્ઞાન એ કે જેથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચેનો ભેદ જાણી શકાય. પંચ મહાભૂત – પૃથ્વી, પાણી, આકાશ, તેજ અને વાયુ, અહંતા, બુદ્ધિ, પ્રકૃતિ, દશ ઇંદ્રિયો – પાંચ કર્મેંદ્રિય અને પાંચ જ્ઞાનેંદ્રિય, એક મન, પાંચ વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત એટલે શરીર જેનું બનેલું છે તેની એક થઈને રહેવાની શક્તિ, ચેતનશક્તિ, શરીરનાં પરમાણુમાં એકબીજાને વળગી રહેવાનો ગુણ આટલાં મળીને વિકારો-વાળું ક્ષેત્ર થયું. આ શરીર અને તેના વિકારો જાણવા ઘટે કેમ કે તેનો ત્યાગ કરવાનો રહ્યો છે.

એ ત્યાગને સારુ જ્ઞાન જોઈએ. આ જ્ઞાન એટલે માનીપણાનો ત્યાગ, દંભનો ત્યાગ, અહિંસા, ક્ષમા, સરળતા, ગુરુસેવા, શુદ્ધતા, સ્થિરતા, વિષયો ઉપર અંકુશ, વિષયોને વિષે વૈરાગ્ય, હુંપણાનો ત્યાગ, જન્મ, મૃત્યુ, ઘડપણ અને તેને અંગે રહેલા રોગો, દુઃખો અને નિત્ય થતા દોષોનું પૂરું ભાન, સ્ત્રી પુત્ર, ઘરબાર, સગાંસાઈ વગેરેમાંથી મન કાઢી લેવું ને મમતા મેલવી, પોતાને ગમે તેવું કંઈ બનો કે ન ગમે તેવું–તેને વિષે સમતા રાખવી, ઈશ્વરની અનન્ય ભક્તિ, એકાંતસેવન, લોકોમાં ભળી ભોગો ભોગવવા તરફ અણગમો, આત્માને વિષે જ્ઞાનની તરસ અને છેવટે આત્મદર્શન. આનાથી જે ઊલટું છે તે અજ્ઞાન. આ જ્ઞાન કેળવીને જે જાણવાની વસ્તુ–જ્ઞેય છે ને જેને જાણવાથી મોક્ષ મળે છે તેને વિષે થોડું સાંભળ. તે જ્ઞેય અનાદિ પરબ્રહ્મ છે. અનાદિ છે કેમ કે તેને જન્મ નથી–જ્યારે કંઈ નહોતું ત્યારે પણ તે પરબ્રહ્મ હતું જ. તે સત્ નથી ને અસત્ પણ

નથી. તેનાથી પણ પર છે. બીજી દૃષ્ટિએ તેને સત્ કહી શકાય, કેમકે તે નિત્ય છે. છતાં તેની નિત્યતાને પણ મનુષ્ય ઓળખી નથી શકતો તેથી તેને સત્થી પણ પર કહ્યું, તેના વિના કંઈ જ ખાલી નથી. તેને હજારો હાથપગવાળું કહી શકાય. અને આમ તેને હાથપગ આદિ છે એમ લાગતાં છતાં તે ઇંદ્રિયરહિત છે, તેને ઇંદ્રિયોની આવશ્યકતા નથી, તેનાથી તે અલિપ્ત છે. ઇંદ્રિયો તો આજ છે ને કાલે નથી. પરબ્રહ્મ તો નિત્ય છે જ. અને જો કે તે સર્વને વ્યાપીને અને ધારણ કરીને રહેલ છે તેથી ગુણોનું ભોક્તા છે એમ કહી શકાય, છતાં તે ગુણરહિત છે. ગુણ છે ત્યાં વિકાર છે અને પરબ્રહ્મ વિકારરહિત છે. ગુણ એટલે જ વિકાર. એ પ્રાણીઓની બહાર છે એમ પણ કહેવાય, કેમ કે જે તેને નથી ઓળખતા તેને મન તો તે બહાર જ છે. અને પ્રાણીઓની અંદર તો છે જ કેમ કે સર્વવ્યાપક છે. તેમ જ તે ગતિ કરે છે અને સ્થિર પણ

છે. સૂક્ષ્મ છે તેથી તે ન જણાય તેવું છે. દૂર પણ છે ને નજીક છે. નામરૂપનો નાશ છે છતાં તે તો છે જ, એ રીતે અવિભક્ત છે. પણ અસંખ્ય પ્રાણીઓમાં છે એમ પણ કહીએ છીએ, તેથી તે વિભક્તરૂપે પણ ભાસે છે. તે ઉત્પન્ન કરે છે, પાળે છે ને તે જ મારે છે. તેજોનું તેજ છે, અંધકારથી પર છે, જ્ઞાનનો છેડો તેનામાં આવી રહ્યો છે. આ બધાને વિષે રહેલ પરબ્રહ્મ એ જ જાણવા યોગ્ય એટલે જ્ઞેય છે. જ્ઞાનમાત્ર પામવું તે કેવળ તેને પામવા અર્થે જ.

પ્રભુ અને તેની માયા બંને અનાદિથી ચાલતાં આવ્યાં છે. માયામાંથી વિકારો પેદા થાય છે, અને તેથી અનેક પ્રકારનાં કર્મો પેદા થાય છે. માયાને લીધે જીવ સુખદુઃખ પાપ-પુણ્યનો ભોગવનારો બંને છે. આમ જાણીને જે અલિપ્ત રહીને કર્તવ્ય કરે તે કર્મ કરતો છતો ફરી જન્મ નથી લેતો; કેમ કે તે બધે ઈશ્વરને જ જુએ છે, ને તેની પ્રેરણા વિના એક

પાંદડું સરખુંયે હાલી શકતું નથી એમ જાણીને, તે પોતાને વિષે હુંપણું માનતો જ નથી, પોતાને શરીરથી નોખો જુએ છે, અને સમજે છે, કે આકાશ બધેય હોવા છતાં કોરું જ રહે છે, તેમ જીવ શરીરમાં હોવા છતાં જ્ઞાન વડે કોરો રહી શકે છે.

[સોમપ્રભાત, ૨૬-૧-'૩૨]

# અધ્યાય ૧૪મો

શ્રીભગવાન બોલ્યા : જે ઉત્તમ જ્ઞાન પામીને ઋષિમુનિઓ પરમ સિદ્ધિ પામ્યા છે તે હું તને વળી કહું છું. તે જ્ઞાન પામીને અને તે પ્રમાણે ધર્મ આચરીને લોકો જન્મમરણના ફેરામાંથી બચે છે. હે અર્જુન, જીવમાત્રનો હું માતાપિતા છું એમ જાણ. પ્રકૃતિજન્ય ત્રણ ગુણો — સત્ત્વ, રજસ્ અને તમસ્ — દેહીને બાંધનારા છે. આ ગુણને ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ક્રમવાર કહીએ તોયે ચાલે. આમાં સત્ત્વગુણ નિર્મળ ને નિર્દોષ છે અને પ્રકાશ આપનાર છે, અને તેથી તેનો સંગ સુખદ નીવડે છે. રાજસ્ રાગમાંથી, તૃષ્ણામાંથી પેદા

થાય છે અને તે મનુષ્યને ધાંધલમાં નાખે છે. તમસ્‌નું મૂળ અજ્ઞાન છે, મોહ છે, અને તેથી મનુષ્ય પ્રમાદી અને આળસુ બને છે. એટલે ટૂંકામાં કહીએ, તો સત્ત્વમાંથી સુખ, રજસ્‌માંથી ધાંધલ ને તમસ્‌માંથી આળસ નીપજે છે. રજસ્‌ અને તમસ્‌ને દબાવી સત્ત્વ જય મેળવે છે, સત્ત્વ અને તમસ્‌ને દબાવી રજસ્‌ જય મેળવે છે ને સત્ત્વ અને રજસ્‌ને દબાવી તમસ્‌ જય મેળવે છે. દેહના બધા વ્યાપારમાં જ્યારે જ્ઞાનનો અનુભવ જોવામાં આવે, ત્યારે ત્યાં સત્ત્વગુણ પ્રધાનપણે કામ કરી રહેલ છે એમ જાણવું. જ્યાં લોભ, ધાંધલ, અશાંતિ, હરીફાઈ જોવામાં આવે ત્યાં રજસ્‌ની વૃદ્ધિ જાણવી. અને જ્યાં અજ્ઞાન, આળસ, મોહ અનુભવાય ત્યાં તમસ્‌નું રાજ્ય છે એમ જાણવું. જેના જીવનમાં સત્ત્વગુણ પ્રધાન હોય તે મરણાંતે જ્ઞાનમય નિર્દોષ લોકમાં જન્મ પામે છે, રજસ્‌ પ્રધાન હોય તે ધાંધલી લોકમાં જાય છે, અને તમસ્‌ પ્રધાન હોય તે મૂઢયોનિમાં જન્મે છે. સાત્ત્વિક કર્મનું ફળ

નિર્મળ, રાજસનું દુઃખમય, ને તામસનું અજ્ઞાનમય હોય. સાત્ત્વિક લોકની ઉચ્ચ ગતિ, રાજસની મધ્યમ ને તામસની અધોગતિ હોય છે. મનુષ્ય જ્યારે ગુણોથી બીજો કર્તા જોતો નથી ને ગુણોથી પર એવા મને જાણે છે ત્યારે તે મારા ભાવને પામે છે. દેહમાં રહેલા આ ત્રણ ગુણોને જે દેહી ટપી જાય છે, તે જન્મ, જરા ને મૃત્યુનાં દુઃખોને વટી જઈ અમૃતમય મોક્ષને પામે છે.

ગુણાતીતની આવી સુંદર ગતિ થાય છે, તો એનાં ચિહ્ન કેવાં, એનું આચરણ કેવું, ને ત્રણે ગુણોને કેવી રીતે ટપી જવાય એ પ્રશ્ન અર્જુન પૂછે છે.

ભગવાન ઉત્તર આપે છે; જે મનુષ્ય જે પોતાની ઉપર આવી પડે, પછી તે ભલે પ્રકાશ હોય, કે પ્રવૃત્તિ હોય, કે મોહ હોય—જ્ઞાન હોય, ધાંધલ હોય, કે અજ્ઞાન,—તેનું ભારે દુઃખ કે સુખ ન માને કે ઇચ્છા ન કરે; જે

ગુણોને વિષે તટસ્થ રહી ચળતો નથી, ગુણો પોતાનો ભાવ ભજવ્યા કરે છે એમ સમજી જે સ્થિર રહે છે, જે સુખદુઃખ સમ માને છે, જેને લોખંડ, પથ્થર કે સોનું સરખાં છે, જેને પ્રિય અપ્રિય એવું કંઈ નથી, જેને પોતાની સ્તુતિ કે નિંદા સ્પર્શી શકતાં નથી, જેને માન અપમાન એક સરખાં છે, જે શત્રુમિત્ર પ્રત્યે સમભાવ રાખે છે, જેણે સર્વે આરંભોનો ત્યાગ કર્યો છે તે ગુણાતીત કહેવાય. આ ચિહ્ન કહ્યાં તેથી ભડકવાનું નથી, કે આળસુ થઈ કપાળે હાથ દઈ બેસી જવાનું નથી. મેં કહી તે તો સિદ્ધની દશા કહી. તેને પહોંચવાનો માર્ગ આ છે: વ્યભિચારરહિત ભક્તિયોગ વડે મારી સેવા કર. ત્રીજા અધ્યાયથી માંડીને તને બતાવ્યું છે, કે કર્મ વિના, પ્રવૃત્તિ વિના કોઈ શ્વાસ સરખોયે નથી લઈ શકતું, એટલે કર્મ તો દેહીમાત્રને વળગ્યાં છે. જે ગુણોને ટપી જવા ઇચ્છે તે સાધકે બધાં કર્મ મને અર્પણ કરવાં, ને ફળની ઇચ્છા સરખીયે ન કરવી. એમ કરતાં તેનાં

કર્મ તેને આડાં નહિ આવે. કેમ કે બ્રહ્મ હું છું, મોક્ષ હું છું, સનાતન ધર્મ હું છું, અનંત સુખ હું છું, જે કહે તે હું છું. મનુષ્ય શૂન્યવત્ થાય તો મને જ બધેય જુએ. એ ગુણાતીત.

૨૫-૧-'૩૨, મૌનવાર.

# અધ્યાય ૧૫ મો

શ્રીભગવાન બોલ્યા: આ સંસારને બે રીતે જોવાય. એક આ: જેનું મૂળ ઊંચે છે, જેની શાખા નીચે છે, ને જેને વેદરૂપી પાંદડાં છે એવા પીપળારૂપે જે સંસારને જુએ છે તે વેદનો જાણનાર જ્ઞાની છે. બીજી રીત આ છે: સંસારરૂપી વૃક્ષની શાખા ઉપર નીચે ફેલાયેલી છે; તેને ત્રણ ગુણોથી વૃદ્ધિ પામેલા વિષયરૂપી અંકુર છે, અને તે વિષયો જીવને મનુષ્યલોકમાં કર્મના બંધનમાં સંપડાવે છે. નથી આ વૃક્ષનું સ્વરૂપ જાણી શકાતું, નથી તેને આરંભ, નથી અંત, નથી તેનું ઠેકાણું.

આ બીજા પ્રકારનું સંસારવૃક્ષ છે, તેણે જો કે મૂળ તો બરાબર ઘાલ્યું છે, છતાં તેને અસહ-

કારરૂપી શસ્ત્ર વડે છેદવું, કે જેથી આત્મા તે લોકમાં જાય, કે જ્યાંથી તેને પાછા ફેરા ફરવાપણું ન રહે, અને એમ કરવા સારુ તે નિરંતર તે આદિ પુરુષને ભજે, કે જેની માયા વડે આ પુરાણી પ્રવૃત્તિ ફેલાયેલી છે. જેઓએ માનમોહ છોડી દીધાં છે, જેણે સંગદોષને જીતી લીધા છે, જે આત્મામાં લીન છે, જે વિષયોથી પરવાર્યા છે, જેને સુખદુઃખ સરખાં છે, તે જ્ઞાની તે અવ્યયપદને પામે છે.

તે સ્થળમાં નથી સૂર્યને કે ચંદ્રને કે અગ્નિને તેજ આપવાપણું હોતું. જ્યાં ગયા પછી પાછું ફરવાપણું નથી, તે મારું પરમ સ્થાન છે.

જીવલોકમાં મારો સનાતન અંશ જીવરૂપે પ્રકૃતિમાં રહેલી મન સુધ્ધાં છ ઇંદ્રિયોને આકર્ષે છે. જ્યારે જીવ દેહ ધારણ કરે છે ને તજે છે, ત્યારે જેમ વાયુ પોતાને સ્થળેથી ગંધોને સાથે લેતો ફરે છે, તેમ આ જીવ પણ ઇંદ્રિયોને

સાથે લેતો વિચરે છે. કાન, આંખ, ત્વચા, જીભ અને નાક તથા મન આટલાનો આશ્રય લઈને જીવ વિષયોને સેવે છે. ગતિ કરતા, સ્થિર રહેતા કે ભોગ ભોગવતા ગુણોવાળા આ જીવને મોહમાં પડેલા અજ્ઞાની ઓળખતા નથી, જ્ઞાની ઓળખે છે. યત્ન કરતા યોગીઓ પોતાને વિષે રહેલા આ જીવને ઓળખે છે. પણ જેણે સમભાવરૂપી યોગને નથી સાધ્યો એવા યત્ન કરતા છતાં પણ તેને ઓળખતા નથી.

સૂર્યનું જે તેજ જગતને પ્રકાશે છે, જે ચંદ્રમાં છે, જે અગ્નિમાં છે, તે બધાં મારાં તેજ જાણ. મારી શક્તિ વડે શરીરમાં પ્રવેશ કરી હું જીવોને ધારણ કરું છું. રસ ઉત્પન્ન કરનાર સોમ થઈ ઔષધિમાત્રનું પોષણ કરું છું. પ્રાણીઓના દેહને વિષે રહી, જઠરાગ્નિ થઈ, પ્રાણઅપાનવાયુને સરખા કરી, ચાર પ્રકારનું અન્ન પચાવું છું. બધાના હૃદયને વિષે હું રહેલો છું. મારા વડે જ સ્મૃતિ છે, જ્ઞાન છે,

તેનો અભાવ છે, બધા વેદો વડે જાણવા યોગ્ય તે હું છું. વેદાંત પણ હું, વેદ જાણનાર પણ હું.

આ લોકમાં બે પુરુષો છે એમ કહેવાય: ક્ષર અને અક્ષર, એટલે નાશવંત ને નાશરહિત. આમાં જીવો ક્ષર કહેવાય, તેમાં સ્થિર રહેલ હું અક્ષર, અને તેથી પણ પર એવો ઉત્તમ પુરુષ છે તે પરમાત્મા કહેવાય છે. તે અવ્યય ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશ કરી તેનું પાલન કરે છે તે પણ હું, તેથી હું ક્ષર અને અક્ષરથી પણ ઉત્તમ છું, અને લોકમાં વેદમાં પુરુષોત્તમરૂપે પ્રસિદ્ધ છું. આમ જે જ્ઞાની મને પુરુષોત્તમરૂપે ઓળખે છે તે બધું જાણે છે, ને મને બધા ભાવો વડે ભજે છે.

હે નિષ્પાપ અર્જુન, આ અતિગુહ્ય શાસ્ત્ર મેં તને કહ્યું છે. એ જાણીને મનુષ્ય બુદ્ધિમાન થાય છે ને પોતાના ધ્યેયને પહોંચે છે.

૩૧-૧-'૩૨ રાત્રે

# અધ્યાય ૧૬મો

શ્રીભગવાન કહે છે: હવે હું તને ધર્મવૃત્તિ અને અધર્મવૃત્તિનો ભેદ બતાવું છું. ધર્મવૃત્તિ વિષે તો હું આગળ બહુ કહી ગયો છું, તોયે તેનાં લક્ષણ કહી જાઉં. જેનામાં ધર્મવૃત્તિ હોય તેનામાં નિર્ભયતા, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન, સમતા, ઇંદ્રિયદમન, દાન, યજ્ઞ, શાસ્ત્રોનો અભ્યાસ, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, કોઈની ચાડી ન ખાવી એટલે અપૈશુન, ભૂતમાત્રને વિષે દયા, અલોલુપતા, કોમળતા, મર્યાદા, અચંચલતા, તેજ, ક્ષમા, ધીરજ, અંતરની ને બહારની ચોખ્ખાઈ, અદ્રોહ, અને નિરભિમાનતા હોય.

જેનામાં અધર્મવૃત્તિ છે તેનામાં દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કઠોરતા, અને અજ્ઞાન જોવામાં આવશે.

ધર્મવૃત્તિ મનુષ્યને મોક્ષ તરફ લઈ જાય છે. અધર્મવૃત્તિ તેને બંધનમાં નાખે છે. હે અર્જુન, તું તો ધર્મવૃત્તિ લઈને જ જન્મ્યો છે.

અધર્મવૃત્તિનો થોડો વિસ્તાર કરું, જેથી તેનો ત્યાગ સહેજે લોકો કરે.

અધર્મવૃત્તિવાળા પ્રવૃત્તિ અને નિવૃત્તિનો ભેદ જાણતા નથી, તેને શુદ્ધઅશુદ્ધનું કે સત્યાસત્યનું ભાન નથી હોતું, તેના વર્તનનું તો પછી ઠેકાણું જ ક્યાંથી હોય? તેને મન જગત જૂઠું, પાયા વિનાનું છે, જગતનો કોઈ નિયંતા નથી, સ્ત્રીપુરુષનો સંબંધ એ એનું જગત, એટલે એમાં વિષયભોગ સિવાય બીજો વિચાર જ ન મળે.

આવી વૃત્તિવાળાનાં કામ ભયાનક હોય, તેની મતિ મંદ હોય, આવા લોકો પોતાના દુષ્ટ વિચારોને પકડી રાખે છે, ને જગતના નાશને સારુ જ તેની બધી પ્રવૃત્તિ હોય છે. એની

કામનાઓનો અંત જ ન આવે, તેઓ દંભ, માન, મદમાં તણાયા રહે છે.

આમ હોઈને તેઓની ચિંતાનો પણ પાર નથી હોતો. તેને નિત્યનવા ભોગ જોઈએ. સેંકડો આશાના ગઢ ચણે, અને પોતાની કામના પોષવા સારુ દ્રવ્ય એકઠું કરવામાં ન્યાય-અન્યાયનો ભેદ રાખે જ નહિ.

'આજે આ મેળવ્યું, કાલે આ બીજું મેળવીશ, આ શત્રુને આજે માર્યો, વળી બીજાને મારીશ, હું બળવાન છું, મારી પાસે રિદ્ધિસિદ્ધિ છે, મારા જેવો બીજો કોણ, કીર્તિ મેળવવા યજ્ઞો કરીશ, દાન દઈશ, ને મોજ માણીશ,' આમ મનમાં ને મનમાં માની તેઓ મલકાયા કરે છે, અને છેવટે મોહજાળમાં ફસાઈ નરકવાસ કરે છે.

આવા આસુરી લોકો પોતાના ઘમંડમાં રહી, પરનિંદા કરતા થકા સર્વવ્યાપક ઈશ્વરનો દ્વેષ કરે છે, અને તેથી તે વારંવાર આસુરી યોનિમાં જન્મ્યા કરે છે.

નરકને આત્માના નાશ કરનારા આ ત્રણ દરવાજા છે: કામ, ક્રોધ ને લોભ. આ ત્રણેનો બધાએ ત્યાગ કરવો જોઈએ. તેનો ત્યાગ કરનારા કલ્યાણમાર્ગે જનારા હોય છે, ને તેઓ પરમગતિને પામે છે.

જેઓ અનાદિ સિદ્ધાંતોરૂપી શાસ્ત્રનો ત્યાગ કરી સ્વેચ્છાએ ભોગમાં પડ્યા રહે છે, તેઓ નથી સુખ મેળવતા, ને નથી કલ્યાણમાર્ગમાં રહેલી શાંતિ મેળવતા. તેથી કાર્યઅકાર્યનો નિર્ણય કરવામાં તારે અનુભવીઓ પાસેથી અચલ સિદ્ધાંતો જાણી લેવા, ને તેને અનુસરીને આચારવિચાર બાંધવા.

ય. મં., ૭–૨–'૩૨

# અધ્યાય ૧૭મો

અર્જુન પૂછે છે: જેઓ શિષ્ટાચાર છોડીને પણ શ્રદ્ધાપૂર્વક સેવા કરે છે, તેની ગતિ કેવી થાય ?

ભગવાન ઉત્તર આપે છે: શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય, સાત્ત્વિક, રાજસી કે તામસી. જેવી જેની શ્રદ્ધા તેવો મનુષ્ય થાય છે.

સાત્ત્વિક મનુષ્ય દેવને, રાજસ યક્ષરાક્ષસને, અને તામસ ભૂતપ્રેતને ભજે છે.

પણ કોઈની શ્રદ્ધા કેવી છે એ એકાએક જાણી શકાતું નથી. તેનો આહાર કેવો, તેનું તપ કેવું, યજ્ઞ કેવા, દાન કેવું એ જાણવું જોઈએ, અને તે બધાના પણ ત્રણ પ્રકાર છે એ તને કહી જાઉં.

જે આહારથી આયુ, નિર્મળતા, બળ, આરોગ્ય, સુખ, અને રુચિ વધે તે આહાર સાત્ત્વિક કહેવાય. જે તીખો, ખાટો, તમતમો, ગરમ હોય તે રાજસ છે, ને તેથી દુઃખ ને રોગ પેદા થાય છે. જે રાંધેલો આહાર વાસી હોય, ગંધાતો હોય, એઠો હોય, બીજી રીતે અપવિત્ર હોય તે તામસ જાણવો.

જે યજ્ઞ કરવામાં ફળની ઇચ્છા નથી, જે કર્તવ્યરૂપે તન્મયતાથી થાય તે સાત્ત્વિક ગણાય. જેમાં ફળની આશા છે, વળી દંભ પણ છે એ રાજસ યજ્ઞ જાણવો. જેને વિષે કશો વિધિ નથી, કંઈ ઉત્પન્ન નથી, કશા મંત્ર નથી, કશો ત્યાગ નથી એ યજ્ઞ તામસ છે.

જેમાં સંતોની પૂજા છે, પવિત્રતા છે, બ્રહ્મચર્ય, અહિંસા છે, તે શારીરિક તપ છે. સત્ય, પ્રિય, હિતકર વચન અને ધર્મગ્રંથનો અભ્યાસ તે વાચિક તપ છે. મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, સંયમ, શુદ્ધ ભાવના એ માનસિક તપ કહેવાય. આવું શારીરિક,

વાચિક, ને માનસિક તપ જે સમભાવથી ફલેચ્છાનો ત્યાગ કરીને કરે તે સાત્ત્વિક તપ કહેવાય. જે તપ માનની આશાએ દંભપૂર્વક કરવામાં આવે તે રાજસ જાણવું, અને જે તપ પીડાઈને દુરાગ્રહથી કે પારકાના નાશને અર્થે કરવામાં આવે, જેમાં શરીરમાં રહેલા આત્માને નિરર્થક ક્લેશ થાય તે તપ તામસ છે.

દેવું જોઈએ તેથી દીધેલું, ફલેચ્છા વિનાનું, દેશકાળપાત્ર જોઈને દીધેલું દાન સાત્ત્વિક છે. જેમાં બદલાની આશા છે, ને જે દેતાં સંકોચ છે તે દાન રાજસ છે. દેશકાળાદિનો વિચાર કર્યા વિના તુચ્છકારીને કે માન વિના આપેલું દાન તે તામસ છે.

વેદોએ બ્રહ્મનું વર્ણન ઓમ્ તત્સત્‌રૂપે કર્યું છે, અને તેથી શ્રદ્ધાળુ યજ્ઞદાનતપ આદિ ક્રિયા એનું ઉચ્ચારણ કરીને કરે. ઓમ્ એટલે એકાક્ષરી બ્રહ્મ. તત્ એટલે તે. સત્ એટલે સત્ય કલ્યાણરૂપ. એટલે કે ઈશ્વર એક છે, એ જ છે, એ જ સત્ય છે, એ જ કલ્યાણ કરનાર

છે. એવી ભાવના રાખીને અને ઈશ્વરાર્પણ-બુદ્ધિથી જે યજ્ઞાદિ કરે છે તેની શ્રદ્ધા સાત્ત્વિકી છે, ને તે શિષ્ટાચારને ન જાણવાને કારણે કે જાણતા છતાં ઈશ્વરાર્પણબુદ્ધિથી તેથી કંઈ ભિન્ન કરે છે છતાં તે દોષરહિત છે.

પણ જે ક્રિયા ઈશ્વરાર્પણબુદ્ધિ વિના થાય છે તે શ્રદ્ધા વિનાની ગણાય, તે અસત્ છે.

ય. મં.,
૧૪–૨–'૩૨

# અધ્યાય ૧૮ મો

આગલા સોળ અધ્યાયનું મનન કર્યા બાદ અર્જુનના મનમાં હજુ શંકા રહે છે; કેમ કે ગીતાનો સંન્યાસ તેને પ્રચલિત સંન્યાસથી નોખો લાગે છે. ત્યાગ અને સંન્યાસ એ બે નોખી વસ્તુ છે શું?

આ શંકાનું નિવારણ કરતાં ભગવાન આ છેલ્લા અધ્યાયમાં ગીતાશિક્ષણનું દોહન આપી દે છે.

કેટલાંક કર્મમાં કામના ભરી હોય; અનેક પ્રકારની ઇચ્છા પૂરવા સારુ અનેક ઉદ્યમો માણસ રચે છે: આ કામ્ય કર્મ. બીજાં આવશ્યક અને સ્વાભાવિક કર્મ છે, જેવાં કે શ્વાસોચ્છ્વાસ લેવા, દેહની રક્ષા પૂરતું ખાવું પીવું,

પહેરવું, સૂવું, બેસવું ઇ. અને ત્રીજાં કર્મ તે પારમાર્થિક. આમાંથી કામ્ય કર્મનો ત્યાગ તે ગીતાનો સંન્યાસ, અને કર્મમાત્રના ફળનો ત્યાગ તે ગીતામાન્ય ત્યાગ.

કર્મમાત્રમાં થોડો દોષ તો રહ્યો જ છે એમ ભલે કહેવાય. તોયે યજ્ઞાર્થે એટલે પરોપકારાર્થે કરવાનાં કર્મનો ત્યાગ ન હોય. યજ્ઞમાં દાન અને તપ આવી જાય છે. પણ પરમાર્થને વિષે પણ આસક્તિ, મોહ ન હોવાં જોઈએ, નહિ તો તેમાં ખોટું ભળવાનો સંભવ છે.

મોહને વશ થઈ નિયત કર્મનો ત્યાગ તે તામસ છે. દેહને કષ્ટ થાય એવું સમજી કરેલો ત્યાગ રાજસ છે. પણ સેવાકાર્ય કરવું જોઈએ એવી ભાવનાથી ફળેચ્છા વિના થાય તે જ ખરો સાત્ત્વિક ત્યાગ છે. એટલે આ ત્યાગમાં કર્મ-માત્રનો ત્યાગ નથી, પણ કર્તવ્ય કર્મના ફળનો ત્યાગ છે, અને બીજાં એટલે કામ્ય કર્મનો તો ત્યાગ છે જ. 'આવા ત્યાગીને શંકાઓ ઊઠે

નહિ. તેની ભાવના શુદ્ધ હોય, ને તે સગવડ-અગવડનો વિચાર નહિ કરે.

કર્મફળત્યાગ જે નથી કરતા તેને તો સારાં માઠાં ફળ ભોગવવાં જ પડે છે, ને તેથી તે બંધનમાં રહ્યા કરે છે. જેણે ફળત્યાગ કર્યો છે તે બંધનમુક્ત થાય છે.

અને કર્મને વિષે મોહ શો? પોતે જ કર્તા છે એવું અભિમાન મિથ્યા છે. કર્મમાત્રની સિદ્ધિમાં પાંચ કારણો હોય છેઃ સ્થાન, કર્તા, સાધનો, ક્રિયાઓ, અને તે બધું થયા છતાં છેવટે દૈવ.

આમ જાણીને મનુષ્યે અભિમાન છોડવું ઘટે, ને જે હુંપણું છોડીને કંઈ પણ કરે છે તે કરતો છતાં નથી કરતો એમ કહી શકાય; કેમ કે તેને તે કર્મ બાંધતું નથી. આવા નિરભિમાન, શૂન્યવત્ થયેલ મનુષ્યને વિષે એમ કહી શકાય, કે તે હણતો છતાં હણતો નથી. એનો અર્થ એવો ન થાય, કે કોઈ પણ મનુષ્ય શૂન્યવત્

હોવા છતાં હિંસા કરે ને અલિપ્ત રહે; કેમ કે નિરભિમાનને હિંસા કરવાનું પ્રયોજન જ ન હોય.

કર્મની પ્રેરણામાં ત્રણ વસ્તુ હોય છે: જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા. અને તેનાં અંગ ત્રણ હોય છે: ઇન્દ્રિયો, ક્રિયા ને કર્તા. કરવાનું શું તે જ્ઞેય, તેની રીત તે જ્ઞાન, અને જાણનાર તે પરિજ્ઞાતા. આમ પ્રેરણા થયા પછી કર્મ થાય છે તેમાં ઇંદ્રિયો કરણ હોય છે, કરવાનું તે ક્રિયા, ને તેનો કરનારો તે કર્તા. આમ વિચારમાંથી આચાર થાય છે. જેથી આપણે પ્રાણીમાત્રમાં એક જ ભાવ જોઈએ, એટલે કે બધું જુદું જુદું લાગતા છતાં ઊંડે ઊતરીએ તો એક જ ભાસે તે સાત્ત્વિક જ્ઞાન.

તેથી ઊલટું, જે જુદું દેખાય છે તે જુદું જ લાગે તે રાજસ જ્ઞાન.

અને જ્યાં કંઈ ખબર જ નથી પડતી ને બધું કારણ વિના ભેળસેળ લાગે એ તામસ જ્ઞાન.

જેમ જ્ઞાનના વિભાગ પડી શકે છે તેમ જ કર્મને વિષે. જ્યાં ફલેચ્છા નથી, રાગદ્વેષ નથી તે કર્મ સાત્ત્વિક. જ્યાં ભોગની ઇચ્છા છે, જ્યાં હું કરું છું એવું અભિમાન છે ને તેથી ધાંધલ છે તે રાજસ કર્મ. જ્યાં નથી પરિણામનો, નથી હાનિનો કે હિંસાનો કે શક્તિનો વિચાર, અને જે મોહને વશ થઈને થાય છે તે તામસ કર્મ.

કર્મની જેમ કર્તા પણ ત્રણ પ્રકારના ઓળખીએ, જોકે કર્મને ઓળખ્યા પછી કર્તાને ઓળખવામાં મુશ્કેલી તો ન જ હોય. સાત્ત્વિક કર્તા એ, કે જેને રાગ નથી, અહંકાર નથી, છતાં જેનામાં દૃઢતા છે, સાહસ છે, અને તોયે જેને સારાં માઠાં ફળથી હર્ષશોક નથી. રાજસ કર્તામાં રાગ હોય, લોભ હોય, હિંસા હોય, હર્ષશોક તો હોય જ, એટલે કર્મફળની ઇચ્છાનું તો પૂછવું જ શું? અને તામસ કર્તા તે વ્યવસ્થા વિનાનો, દીર્ઘસૂત્રી, હઠીલો, શઠ, આળસુ, ટૂંકામાં સંસ્કાર વિનાનો.

બુદ્ધિ, ધૃતિ, અને સુખની પણ જુદી જુદી ભાત ઓળખી લેવી સારું છે.

સાત્ત્વિક બુદ્ધિ, પ્રવૃત્તિનિવૃત્તિ, કાર્યઅકાર્ય, ભયઅભય, બંધમોક્ષ વગેરેનો ભેદ બરોબર પાડે ને જાણે. રાજસી બુદ્ધિ એ ભેદ કરવા તો જાય પણ ઘણે ભાગે ખોટો કે ઊલટો કરે. અને તામસી બુદ્ધિ તો ધર્મને અધર્મ માને, બધું ઊલટું જ જુએ.

ધૃતિ એટલે ધારણા, કંઈ પણ ગ્રહણ કરી તેને વળગી રહેવાની શક્તિ. એ શક્તિ ઓછાવત્તા પ્રમાણમાં બધામાં છે. જો ન હોય તો જગત એક ક્ષણવાર પણ ટકી ન શકે. હવે જેમાં મન, પ્રાણ ને ઇંદ્રિયોની ક્રિયાનું સામ્ય છે. સરખાપણું છે, અને એકનિષ્ઠા છે, ત્યાં ધૃતિ સાત્ત્વિકી છે. અને જે વડે મનુષ્ય ધર્મ, કામ અને અર્થ આસક્તિપૂર્વક ધારણ કરે છે તે ધૃતિ રાજસી છે. જે ધૃતિ મનુષ્યને નિદ્રા, ભય, શોક, નિરાશા, મદ વગેરે છોડવા નથી દેતી તે તામસી છે.

સાત્ત્વિક સુખ એ, જેમાં દુઃખનો અનુભવ નથી; જે ભલે આરંભમાં ઝેર જેવું લાગે પણ આપણે જાણીએ છીએ, કે પરિણામે તે જ અમૃતસમ છે, અને જેમાં આત્મા પ્રસન્ન રહે છે. વિષયભોગમાં જે આરંભે મીઠું લાગે છે, પણ પાછળથી ઝેર જેવું થઈ પડે છે તે રાજસ સુખ છે. અને જેમાં કેવળ મૂર્છા, આળસ, નિદ્રા જ રહ્યાં છે તે તામસ સુખ છે.

આમ વસ્તુમાત્રના ત્રણ ભાગ પાડી શકાય. બ્રાહ્મણાદિ ચાર વર્ણ પણ આ ત્રણ ગુણોના ઓછાવત્તાપણાને લીધે પડ્યા છે. બ્રાહ્મણના કર્મમાં શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ, આસ્તિકતા હોવાં જોઈએ. ક્ષત્રિયમાં શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા, યુદ્ધમાં પાછા ન હઠવું, દાન, રાજ્ય ચલાવવાની શક્તિ હોવાં જોઈએ. ખેતી, ગોરક્ષા ને વેપાર તે વૈશ્યનું કર્મ છે, ને શૂદ્રનું સેવા. આનો અર્થ એવો નથી, કે એક બીજાના ગુણ એક બીજામાં ન જ હોય, અથવા એ ગુણો કેળવવાનો

અધિકાર નથી. પણ ઉપર પ્રમાણે ગુણથી કે કર્મથી તે તે વર્ણની ઓળખ પડી શકે છે. જો પ્રત્યેક વર્ણના ગુણકર્મ ઓળખાય તો એક બીજા વચ્ચે દ્વેષભાવ ન થાય ને હાનિકારક હરીફાઈઓ ન થાય. અહીં ઊંચનીચની ભાવનાને સ્થાન જ નથી. પણ સહુ પોતાના સ્વભાવ પ્રમાણે નિષ્કામપણે પોતાનાં કર્મ કર્યાં કરે તો તે તે તે કર્મ કરતાં મોક્ષના અધિકારી થાય છે. તેથી જ કહ્યું છે, કે પરધર્મ ભલે સહેલો લાગતો હોય, ને સ્વધર્મ માલ વિનાનો લાગતો હોય, તો પણ સ્વધર્મ સારો છે. સ્વભાવજન્ય કર્મમાં પાપ ન હોય એ સંભવે, કેમ કે તેમાં જ નિષ્કામતા સચવાય, બીજું કરવાની ઇચ્છા કરવામાં જ કામના આવી જાય છે. બાકી જેમ અગ્નિમાત્રમાં ધુમાડો છે તેમ કર્મમાત્રમાં દોષ તો છે જ, પણ સહજ પ્રાપ્ત કર્મ ફલેચ્છા વિના થાય, એટલે કર્મનો દોષ ન લાગે.

અને આ પ્રમાણે જે સ્વધર્મ પાળતો શુદ્ધ થયેલ છે, જેણે મનને વશ રાખ્યું છે,

જેણે પાંચ વિષયોને છોડયા છે, જેણે રાગદ્વેષ જીત્યા છે, જે એકાંતસેવી એટલે અંતર્ધ્યાન રહી શકે છે, જે અલ્પાહાર કરી મનવચનકાયાને અંકુશમાં રાખે છે, ઈશ્વરધ્યાન જેને નિરંતર રહ્યા કરે છે, જેણે અહંકાર, કામ, ક્રોધ, પરિગ્રહ ઇ. ત્યજ્યાં છે, તે શાંત યોગી બ્રહ્મભાવને પામવા યોગ્ય છે, આવો મનુષ્ય બધા પ્રત્યે સમભાવથી રહે છે ને હર્ષશોક નથી કરતો. આવો ભક્ત ઈશ્વરતત્ત્વ યથાર્થ જાણે છે, અને ઈશ્વરમાં લીન થાય છે. આમ જે ભગવાનનો આશ્રય લે છે તે અમૃતપદ પામે છે. તેથી ભગવાન કહે છે: બધું મને અર્પણ કર, મારામાં પરાયણ થા, અને વિવેકબુદ્ધિનો આશ્રય લઈ મારામાં ચિત્ત પરોવી દે. એમ કરીશ તો બધી વિટંબણાઓ વટી જશે, પણ જો હુંપદ રાખી મારું સાંભળશે નહિ તો વિનાશ પામશે. સો વાતની એક વાત તો એ છે, કે બધી ભાંજગડનો ત્યાગ કરી મારું જ શરણ લે, એટલે તું પાપમુક્ત થઈશ. જે તપસ્વી નથી,

જે ભક્ત નથી, જેને સાંભળવાની ઇચ્છા નથી અને જે મારો દ્વેષ કરે છે તેને આ જ્ઞાન ન કહેતો. પણ આ પરમગુહ્ય જે મારા ભક્તોને આપશે તે મારી ભક્તિ કરવાથી અવશ્ય મને પામશે.

અંતમાં સંજય ધૃતરાષ્ટ્રને કહે છે: 'જ્યાં યોગેશ્વર કૃષ્ણ છે, જ્યાં ધનુર્ધારી પાર્થ છે, ત્યાં શ્રી છે, વિજય છે, વૈભવ છે, અને અવિચળ નીતિ છે.'

અહીં કૃષ્ણને યોગેશ્વર વિશેષણ લગાડ્યું છે, તેથી તેનો શાશ્વત અર્થ શુદ્ધ અનુભવજ્ઞાન, અને ધનુર્ધારી પાર્થ કહીને એમ સૂચવ્યું, કે જ્યાં એવા અનુભવસિદ્ધ જ્ઞાનને અનુસરનારી ક્રિયા છે, ત્યાં પરમ નીતિની અવિરોધી એવી મનકામના સિદ્ધ થાય છે.

ય. મં., ૨૧–૨–'૩૨